"અનાવિલ પોકાર" માસિકની ત્રીજી ભેટ. ૧૯૩૦.

# ર્મિળા

: : અને

# ૭ વાતો.

સંપાદિકા:
સૌ. લલિતા દેશાઈ.

પ્રકાશક: ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.



**સૌ. અંબાબ્હેન.**

( શે. પરાગજી રણછોડજી કતારગામકરના ધર્મપત્ની )

સૌ. અંબાબ્હેન,

'નારી નરકી ખાન' એ સૂત્રને અનાવિલ કોમ સમજી લે તે પહેલાં તમે સમજ્યાં છો. આપણા સ્ત્રી-વર્ગે તો અજ્ઞાનની અંધારપછેડી ઓઢી છે. કોઈ કોઈ એ અજ્ઞાન મિટાવવા મથી રહ્યું છે અને તે પૂરતું વાચન માગે છે. તમે એ જ્ઞાન-પરબ માંડી બ્હેનોની માગણીને પહોંચી વળવાની પહેલ કરી છે. પોકારને એનું સાધન ગણી સહાય આપી છે તે ઋણ અમારા પર રહેશે છતાં બ્હેનો તમારો આભાર માનવો નહિ ચૂકે. તમારી સેવાની કદર કરી આ પુસ્તક તમને અર્પણ કરીએ છીએ.

પ્રકાશક.

બેરાં ઓછાબોલાં હોય છે. મારે યે વધુ કહેવાનું નથી. ચોકારના પ્રકાશકે વાચક આગળ મારો આ સંગ્રહ રજૂ કરવાની તક આપી છે તે સટે આભાર નહિ માનવાનો અવિનય હું નહિ કરૂં. સંગ્રહમાં સંભાર રૂચિકર છે કે કેમ તેનો નિર્ણય વાચકો પર છોડું છું. આ સંગ્રહમાં મારો પ્રયાસ અલ્પ જ છે એટલે એને વધાવી લેવા કહેવું મને યોગ્ય લાગતું નથી.

સૌ. લલિતા દેશાઇ.

અનાવિલ સંસાર સમૂળો સડી ગયેલો છે. ક્યાંક ક્યાંક તો એ ઉભ મારી ઉઠયો યે છે. હિંદમાં સામ્યવાદની વાતો ચાલી રહી છે ત્યારે આપણા સમાજમાં એ વાદની વાતો કરતાં અનેકનાં નાકનાં ટેરવાં ચઢી જાય છે. સરકારની સત્તાના દોર કાપવા આપણે તલપાપડ થઇ રહ્યા છીએ ત્યારે સમાજના સંકજામાંથી છૂટવા આપણે ચૂં કે ચાં કરતા નથી. સમાજની ગુલામી સૌ સેવી રહ્યા છીએ. સમાજની એ ભઠ્ઠીમાં કૈં કેટલા ઓગળી ગયા અને ઓગળશે. સમાજના ઓછા અનુભવીને યે એમાં દુઃખના ડુંગર ખડકાયલા દેખાશે. આ પરિસ્થિતિ દુઃખદ છે. અનુભવ કે'છે કે સમાજની કોઈને પડી જ નથી. 'પડશે તેવા દેવાશે' એ સૂત્રનો સંગાથ સાધી સૌ આપણા દુસ્તર સંસારને પાર કરવાની દૃઢ ગાંઠ વાળી બેઠા હોય એમ લાગે છે. સમાજના સિતમની ઝડીઓ વરસતી હોય ત્યાં ટચલી આંગળીએ ગુંજાસના ગોવર્ધન ઉઠાવી સૌને બચાવનાર ગોવર્ધનધારીઓ સમાજમાં હજી પાકયા નથી.

અનાવિલ સંસારમાં ખુલ્લી આંખે ફરનારને અવનવા અનુભવો થાય એમ છે. એ અનુભવોને આલેખવાની ફરનારમાં શક્તિ હશે તો અનેક વાર્તાઓની વસ્તુ (Plots) એને મળી રહેશે. મારા અનુભવો ઓછા છે છતાં પાકટ છે. એ અનુભવો પર કલ્પનાનો ઢોળ ચઢાવી મેં આ વાર્તાઓ યોજી છે. વાર્તાનો હેતુ દુઃખદ પ્રસંગો નોંધી વાચકનું હૃદય પીગળાવવાનો નથી. વળી તેમાં ઉપદેશવૃત્તિ યે નજરે નહિ ચઢે. સંસારનાં અનિષ્ટો દૂર કરવાનો નિર્દેશ માત્ર કર્યો છે. વાચકો રસપૂર્વક એ વાતો પર નજર નાખી જાય એ ઉદ્દેશ મુખ્ય છે.

વાર્તાની ભાષા પરત્વે કેટલાકને અણગમો પેદા થશે એ વાત હું ભૂલ્યો નો'તો. આપણી બોલવાની ઢબછબ મને તો એટલી ગમે છે કે વેળાકવેળાએ યે હું એનો પ્રયોગ કર્યા કરૂં છું. વાર્તામાં સંવાદ પૂરતો એનો છૂટથી ઉપયોગ કર્યો છે. માતાને ચરણે મોટા થઈ જે બોલી સૌ ઝીલે છે તે ભૂલી જવાઈ હોય એમ મારી જાણમાં નથી. લોકરૂચિ હું પારખી ન શકયો હોઉં તો વાચક મારી એ બેદરકારી પ્રત્યે જોયું ન જોયું કરશે.

મારો અનુભવ આ દિશામાં બહુ ઓછો છે એટલે લખાણમાં ત્રુટીઓ હશે. વાર્તા લખવાની હથોટી હું જોઈએ તેવી કેળવી શકયો નથી. વાર્તાઓમાં રસક્ષતિ નહિ થઈ હોય એવું યે કૈં નથી : આમ નોંધતાં તો પાર નહિ આવે.

કૃતિઓ–જેવી છે તેવી–વાચકને 'વખત નથી બગાડયો' એટલો સંતોષ આપશે તોયે હું કચવાઈશ નહિ.

સુરત : જાન્યુઆરી : ૧૯૩૦. દોલત દેશાઇ.

# નિર્મળા.



(૧)

" ક્હીય; પૂછું ? "

" શું ? "

" એક વાત છે. "

" વાત રે વાત—પણ કૈં મૂછ કે પૂછ ? "

" છેસ્તો. "

" તો કે'ની ? "

" ડોસા તેડે છે. "

" ખૂણુવા ! "

"ના—પણ બહુ આગ્રહ છે."

"આગ્રહ શાનો ? મું ડાવવાનો ?"

"ચાટવાનું છે."

"શુકીને ?"

"દુધપાક ને—"

"દા'ડો હશે ?"

"છે તો ખરો."

"કોણુ ગબડયું ?"

"ભીમા પરાગનો પોર્યો."

"કેવડો ?"

"જુવાનસ્તો."

"હેં !"

"કેમ ચમકયો ?"

"દા'ડા જમવા દાઢ હજી કયાં સુધી સળકયા કરશે"

"ડોસા માનતા નથી."

"ડોસાને ઠગલે હજી કયાં સુધી ચાલીશ ?"

"ગરજ છે—"

"ગરજ શાની ? ડોસો પાઠ કરતો હશે ?"

"પૂછું તે રહ્યું ને તું તો વાત ફેરવી બેઠો."

"હું નથી ફર્યો; જમાનો—(એક અવાજ) શાન્તિભાઇ !

એ.......શાન્તિભાઇ !

અંબાડીઆવાડને રસ્તે થઈ એક દિ નમતે પહોરે બે મિત્ર વાતો કરતા ચાલ્યા જતા હતા. આ અવાજે તેમની વાતમાં ભંગાણ પાડ્યું. બન્ને આમ તેમ જોવા લાગ્યા. તેમની નજરે એક સોળેક વર્ષની છોકરી ચઢી. હાથના ઇસારા વડે તે તેમને તેડતી હતી. તેઓ પાછા વળ્યા. જ્યારે તેઓ નજીક આવ્યા ત્યારે છોકરીએ એકને પૂછ્યું, "શાન્તિભાઇ, તમે અહીં ક્યાંથી ?"

"કૉલેજમાં."

"ક્યારના ?"

"છ, સાતેક મહિના થયા."

"કેમ દેખાતા નો'તા ?

"મને ખબર નહિ."

"આવોને; બા છે."

છોકરીની પાછળ બન્ને ઘરમાં દાખલ થયા. એક આધેડ વયની સ્ત્રી અંદર શાક સમારતી હતી. છોકરીએ તેને કહ્યું,

"બા, મગનકાકાના શાન્તિભાઇ આવ્યા."

"ક્યાં છે ?"

"આ રહ્યા."

શાન્તિ બોલ્યો, "કેમ, જમનાકાકી, ઠીક છેને ?"

"ઓવ્વે, ભાઇ. બહુ દા'ડે દેખાયોને !"

"તમે અહીં છો એ ખબર નહિ."

"હશે, ભાઇ."

છોકરીએ સ્ટવ સળગાવી ચાહ મૂકી. ચાહ તૈયાર થાય તે દરમિયાન બધાંએ કૈંકૈં વાતો કરી. ચાહ તૈયાર થઇ અને પીવાઇ રહેતાં શાન્તિ બોલ્યો, "જમનાકાકી, જઇએ ત્યારે—બેસો."

"આવતો રે'જે, ભાઇ."

"સારૂં," કહી બન્ને ચાલી નીકળ્યા.

"શાન્તિભાઈ, આવજો," પેલી છોકરીએ કહ્યું અને શાન્તિએ માત્ર ડોકું ધૂણાવ્યું. છોકરી પછી ઘરમાં ચાલી ગઇ.

દિવસ આથમી ગયો હતો. બન્ને મિત્રો ગતિ વધારી ચાલતા હતા. વાત પાછી શરૂ થઇ.

"શાન્તિ, બહુ મોડું થઈ ગયું."

"કામના ઢગ પડયા હશે, નહિ ?"

"ના, કામ તો કૈં નથી."

"ત્યારે વહી શું જાય છે ?"

"મોડા જઇએ તો ખાવાનો તાલ જતો રહે."

"સવાદીઓ છે તે જાણ્યો !"

"એવું કૈં નહિ."

"ત્યારે ચાલતો હોય તેમ ચાલ્યા કરની."

"તારી સાથે આવવામાં વખતનો હિસાબ રહેતો નથી."

"તે વખતનું યે ખાતું રાખ્યું છે ?"

"તારી સાથે દલીલમાં ઉતરૂં એટલે મારા તો ભોગજ લાગે. ચાલ, હવે પેલી સલાહનું કેમ ?"

"હું કૈં વકીલ કે દાકતર નથી."

"એક વડીલ—"

"વડીલશાહીનો મૃત્યુઘંટ તો ક્યારનો વાગી ચૂક્યો છે."

"જાણ્યો તારો શાહીવાદ—કે'વું હોય તે કહી દેને કે પત્યું."

"હું કહીશ તે તને કડવું ઝેર જેવું લાગશે. તારી 'અક્કલ-હુશીઆરી'થી જે કૈં કરવું હોય તે કરજે. મારી સલાહ કોડી કામની નથી."

"તારી સાથે આટઆટલી મુંઝવણોનો ફડચો કર્યો અને અત્યારે પૂછું છું ત્યારે પચગસ્બરી વાણીએ મને વંટોળીએ ચઢાવે છે. જા, હવે તને કૈં જ નહિ પૂછું."

"નહિ પૂછે તો મગજ એટલું હલકું રહેશે."

"મેં કેટલું ખાઇ નાખ્યું ?"

"મેં એની નોંધ રાખી નથી. પરંતુ મારા મગજમાં તારી વાતોનું વન હજી ઉભું છે. મગજ એટલું પડતલ જ ને ? સરકાર તો પૈસા કરી લે; મારે તે સડવા દેવાનું. એ સડો—"

"બહુ થયું. પહોંચી તારી સલાહ."

"મુંગો ચાલ્યા કર ત્યારે."

"લે," કહી સલાહ પૂછનાર મુંગો રહ્યો.

શાન્તિએ પૂછ્યું, "બાગમાં રઈ જવું છે ?"

"ના, તું પાછો કેથો ચોંટીશ."

"લે, રહ્યું."

બાગમાં ન જતાં બન્નેએ સીધા કોલેજમાં જવાનો નિશ્ચય કર્યો. તેમની વાતનો તાર તૂટી ગયો હતો એટલે બંધ મ્હોંએ તેઓ ધસ્યા જતા હતા. વનિતા વિશ્રામ આગળ તેમને બેએક લટાર મારવા આવેલા મિત્રો મળ્યા. તેમાંનો એક બોલ્યો, "કેમ, શહેરમાં કેટલાક દિવસ થયાં તમે બહુ ચોંટી રો'છો ?" શાન્તિ બોલ્યો, "અમને જવા દો. આના પેટમાં આગ ઉઠી છે. રસોઇ ચૂંથાઈ ગઇ હશે. સ્વાદને બદલે એને સુગ લાગશે. તમે તો ટાઢું કરીને નીકળ્યા હશો ?"

"હાસ્તો."

ટુંકે પતાવી બન્ને ચાલતા થયા.

કોલેજમાં આવી બન્નેએ મહારાજને થાળીઓ ઓરડામાં મોકલવા કહ્યું. મહારાજ થાળીઓ મૂકી ગયો. બન્ને હાથ, પગ અને મ્હોં ધોઈ આવ્યા. તેમણે પછી ખુરસી પર બેસી જમી લીધું.

"અહ્યા, અગીઆર થયા !"

"એમ !"

"જોને ?"

"આજે વાંચવાનું કૈં બને એમ લાગતું નથી."

"ખાધા પછી તરત સુઇ જવું ઠીક નહિ. ચાલ, આમ તેમ જરા આંટા મારી આવીએ."

"હું તો થાકયો છું."

"તને થાક કયારે નથી લાગતો ?"

"તેં આજે થોડો રવડાવ્યો ?"

" માઇલેક ચાલ્યો એટલામાં તો થાક ચઢ્યો. સંસાર-પંથ તો લાંબો છે. એ કેમ કાપીશું? "

" તે ક્યાં કરવત મેલવી પડે છે? તું જ વાંચતો હતો 'ઉંચાં અમારાં ઉડવાં'. સંસારમાં તો ઉડવાનું—પંથ કાપવાનો નહિ. કેમ ભૂલ્યો ? "

" સા— યાદ ન રહ્યું. આ અહીં જ જઇને પાછા આવીએ છીએ. "

લાઇન-સને રસ્તે તેઓ નીકળ્યા. તેમનાં પગલાં ધીમાં ઉપડતાં હતાં. પવન પણ તેમની ગતિનું અનુકરણ કરતો હતો. " શાન્તિ, " તેના મિત્રે ધીમેથી પૂછ્યું, " પેલી વાતનો કૈં ખુલાશો—"

" ચાલ હવે પાછા વળીએ. મારી તો આંખ ઘેરાય છે."

" વાત કેમ ઉડાવે છે ? "

" સાચું કહું છું."

" શું સાચું ? "

" હોય તે; હું તો જાઉં છું. "

શાન્તિ પાછો વળ્યો એટલે તેનો મિત્ર પણ પાછળ ન છૂટકે ગયો. બન્ને ઓરડીએ પહોંચ્યા.

રાત્રિનો અમલ ચઢતો જતો હતો એટલે બન્ને સુઈ ગયા.

(૨)

શાન્તિને નકામા વિચારો બહુ ઓછો અકળાવતા. કોઇ દિ એને 'રાત ખરી કરવી' નો'તી પડી. કુતરાની ઉંઘે એ ઉંઘતો.

તેના મિત્રને કૈં ચેન નો'તું પડતું. તે પાસુ બદલ્યા કરતો હતો. તેનું મગજ વિચારવંટોળીએ ચઢયું હતું. 'એ છોકરી કોણ?' એ જાણી મન મનાવવા તેણે અનેક પ્રયત્નો કર્યા. એ પ્રશ્ન અનુત્તર જ રહ્યો. શાન્તિને પૂછી જોવાનો તેણે નિશ્ચય કર્યો. વાતનું ખાતામુહૂર્ત કેમ કરવું તે ન સૂઝયું. વિચારસરણી ગોઠવવા માંડી. પરંતુ મગજની દીવડીમાં તેલ ખૂટેલું લાગ્યું.

રાત્રિનાં અંધારાં સંકેલતો સૂર્ય કોર કાઢવાની તૈયારી કરી રહ્યો હતો. શાન્તિના મિત્રની આંખ ઉઘડી ગઇ. કોઇ ન હશે એમ ધારી તેણે ગાયું 'તેરી ઇન્તેઝારીમેં ગુજર ગઇ રતીઆં.'

શાન્તિ ઓરડીમાંજ બેઠેલો હતો. મિત્ર ઉઠે તો સ્ટોલમાંથી ચાહ મંગાવાય એ આશામાં વાંચવાનું મૂકી તે બગાસાં ખાતો હતો. ગાયન સાંભળી તેણે પૂછ્યું, "કોની ઇન્તેઝારી?"

"કોઇની નહિ, એ તો ગાવાનું મન થયું એટલે ગાઇ નાખ્યું."

"ના; એમાં કૈં ભેદ છે. કહી દેને?"

"ભેદનાં ભૂત મને વળગતાં નથી.?

"માન કે ન માન પણ તું ઉંઘ્યો હોય એમ લાગતું નથી. તારી આંખો તો જો-કેવી લાલ!"

"પથારીમાં ખવચી કર્યું એ વાત સાચી. સા–કારણ સમજાયું નહિ."

"સ્વપ્નસૃષ્ટિમાં તો નો'તોને ?"

"સ્વપ્નાં સંસારીઓને આવે."

"કુંવારા કોરા રે'તા હશે ?"

"ચાલ, ચાહ મંગાવ. હું મ્હોં ધોઈ આવું છું."

"ગાં— તળે રેલો આવે એટલે વાત પડતી મૂકે."

"ચાહ મંગાવ; ચાહ—પછી વાત કરીએ."

શાન્તિએ ચાહ મંગાવી.

ચાહ આવી અને પીવા રકાબીમાં રેડતાં શાન્તિના મિત્રે પૂછ્યું, "વાત ચાલૂ કરૂંને ?"

"મારી ક્યાં ના છે."

"કાલે આપણે ગયલા તે—"

"હું સમજ્યો; તેમાંજ સા— ઉંઘ્યો નહિ !"

"વાત પૂરી કરવા દે. તારો ચુકાદો પછી આપજે."

"તારાં કૈં સગાં થાય ?"

"તારે એ બધી શી પંચાત. અહીં ભણવા આવ્યો છે કે 'મારીતારી' કરવા ?"

"તારી સફાઈ રે'વા દે. કે'તો હોય તો કે' નહિ તો રહ્યું."

"એમાં તોબરો શાનો ચઢાવે છે ? ખરી વાતમાં ખોટું શાનો લગાડે છે ?"

"ખોટું તો નથી લાગ્યું. પરંતુ મને આમ તોડી પાડે એ—"

"વસમું લાગતું હશે ? વાત જાણવી હોય તો અનેક કડવા ઘુંટડા ગળવા પડે."

"તે વાતમાં બહુ કાઢી ખાવાનું ખરૂં ને ?"

"કાઢી ખાવાનું હોય કે નહિ."

"મારો કેડો છોડીશ ? વાંચવાનું પડ્યું છે તેની કૈં ચિંતા છે ?"

"વંચાશે એ તો; પ્રસંગ જાય એટલે વાત પાછી ઓછી નીકળે !"

"દેશાઈસાહેબ તો દોડયા જાય છે; બહુ ચાલી જશે તો વાંચતાં દમ નીકળી જશે."

"વાત વચકાવી વચમાં દેશાઈસાહેબને કયાં હોમે છે."

"તારે વાંચવું છે કે વાતો કરવી છે ? મારો વખત બગડે છે. પરીક્ષા પાસે આવે છે તેમ વાતોનાં વ્હેણુ વધતાં જાય છે. એ વ્હેણુમાં તણાયા તો—"

"તાજા થઈશું !"

"શી ભાવના !"

"વર્ષ બગાડી પૈસાની બરબાદી કરવી છે ? ભણીશ તો લેખે—"

"તારાં લેખાં—પલાખાંનું માંરે કૈં કામ નથી. કાલે ગયલા એ કોણુ એટલું કહી નાખે તો બન્નેનો વખત બગડતો બચે."

"એ જાણવાથી તને કૈં ફાયદો છે ?"

"ફાયદો હોય કે ન હોય તોયે કે'વામાં જાય છે શું ?"



**પૂજ્ય બા.**

( રા. દયાળજી નાનુભાઈના માતુશ્રી )

"મારે એ વાત એટલેથી જ અટકાવવી છે. મને કે'વું ઠીક—"

"તને નામોશી લાગે એવું એમાં શું છે?"

"નામોશી લાગે એવું તો કંઈ જ નથી. ભૂલાયલી વાત સંભારી સંતાપ—"

"તને સંતાપ થતો હોય તો મારે એ વાત જાણવાની કંઈ જરૂર નથી."

"હું તો પહેલેથી જ કે'તો હતો. તેં વખત બગાડ્યો છે તો તે કહી જ નાખું. એ મારાં કાકી થાય અને આપણને બોલાવ્યા તે એની છોકરી હતી."

"તે તું કોઈ દિવસ એમને ત્યાં તો જતો નથી. નથી બનતું કે શું?"

"અમારે બોલાચાલી નથી. એ તો ગામ છોડી કયારનાં અહીં આવી રહેલાં. મને ખબર નહિ કે એ લત્તામાં રહેતાં હશે નહિ; તો આપણે એ રસ્તે કદિ આવતે જ નહિ."

"બોલાચાલી ન હોય તોયે તારે શું? એ લોકો આટલો બધો ભાવ રાખે છે તો તારે અબોલા રાખવાનું કંઈ કારણ નથી. માબાપે વો'રેલી લડાઈ છોકરાં ચાલુ રાખે એ ઇચ્છવા યોગ્ય તો નથી. તારા વિચાર હું જાણતો નથી એટલે તને મારે શું કહેવું?"

"અનુભવી બહુ તે જાણ્યું—તારી સલાહ મારે ગળે ઉતરે એમ નથી."

"લે ત્યારે 'આવરે વાત પાછી'—સિલકમાં રે'શે."

"કોઈ વેળા કામ લાગશે અને એમનો ભાવ તો આકરો છે."

"કેમ ?"

"માદીકરી પહોંચેલાં છે."

"તમારી જોડે અંટસ પડયાં એટલે બિચારાં પહોંચેલાં થઇ ગયાં."

"જાણી તારી હાઝ–દીલાસો દઇ આવ."

"મારે થોડું સ્નાનસુતક છે. સગાં તો તારાં–તારે એમની સંભાળ લેવી જોઇએ."

"હું તાલેવનનો દીકરો ખરોને ? મારે ત્યાં નાણાંનાં નીર વહી જતાં હશે ? તારે ઘેર વધી પડયાં હોય તો બે પૈસા આપી આવજે."

"એમનો નિર્વાહ કેમ ચાલે છે ?"

"ભરીગુંથીને ખાતાં હશે–મને કૈં ખબર નથી."

"ગામથી કેમ આવી રહ્યાં ?"

"ગામ સેંવાયું નહિ."

"તે કૈં કનડગત હતી ?"

"ના; રેંવાની જગ્યા—"

"ઘર તો હશે ને ?"

"વેચાઇ ગયલું."

"કૈં મિલકત ?"

"ખોડુંભટ."

"તમારી રાખવાની ત્યારે ફરજ નહિ ?"

"લખ્ખણ સારાં હોય તો ટકાયને !"

"તમારી યે ત્યારે નાગાઈ હશે. રખેને બે પૈસા ઘસાવું પડે. અહીંથી જાય તો એરો ઓછો થાય. તમારૂં એમ ઉદે નહિ થાય."

"તારૂં ડહાપણ રે'વા દે."

"ખોટું યે શું કહ્યું ?

"એવાં નગુણાં ને મદદ કરીને યે શું ?"

"તારા બાપે કૈં પાઠ કરેલો હશે ?"

"પૂછીને ખાત્રી કરી લેજે."

"મારે જ પૂછવું હોત તો તને આટલો ગોવવો શા માટે ?"

"તને વખતની કૈં કિંમત નથી. આ વખતનો વાંચવામાં સદુપયોગ થઇ શકત. વાતોમાં શું કાંદો કાઢયો ?"

"કોલેજનો વખત થશે. ચાલ, જમી લઇએ. એક દિ માંડીને વાત કહેજે એટલે મારા મનના વ્હેમો ટળી જશે."

"હું કહીશ. નહિ તો તું ભીંતમાં જ માથું માર્યા કરીશ. મને નકામો વગોવીશ નહિ."

"વાત જાણ્યા વિના નહિ વગોવું. ચાલ મોડું—"

"વાંચવું મીઠું અને જવું મોડું."

"મેળ તો સારો બેસે છે."

"કયું પાસું—"

"બન્ને પાસાં સરખાં—'તેરી ઇન્તેઝારીમેં ગુજર ગઇ રતીઆં' એક પાસે સા— સુઇ જ ન રે'વાયું."

"તેમાં જ આંખો ચઢી છે."

"અલ્યા, દા'ડો ચઢયો; ચાલ."

શાન્તિ અને તેનો મિત્ર જમવા ઉઠયા. વાતે ચઢે ત્યારે ન્હાવાનું ઘણી વેળા મૂલતવી રહેતું. વાતમાં વખત વીતી ગયો હતો એટલે જમી આવી રોકાયા વિના પાધરા તેઓ કોલેજ ગયા.

(૩)

અનાવિલ બૈરાં બપોરે નવરાં હોય છે. કોઇ બે ઘડી આડું પડે છે અને કેટલાંક તો 'ચાલ જરી જઇ આવું' કરી નીકળી પડે છે. નવરાં હોય ત્યારે ઘરને સુવ્યવસ્થિત કરવાનું બહુ ઓછાંને આવડે છે. તેમણે જોયું હોય તો કરેને!

સગરામપરાની એકાદ શેરીમાંથી નંદુબ્હેન નીકળવાની તૈયારી કરી રહ્યાં હતાં. તેમણે સંગાથ શોધવા માંડયો. કોઇ તૈયાર ન થયું. ન છૂટકે તેમણે શેરી વટાવી. તેમને વાડી ફળીએ જવું હતું એટલે સંઘાડીઆવાડનો રસ્તો લીધો. જમનાબ્હેન ઓટલે બેસી ભરતાં હતાં. જતાંઆવતાં પર પણ તેમની નજર રહેતી. નંદુબ્હેન ત્યાં આવી પહોંચ્યાં એટલે જમનાબ્હેને પૂછયું,

"કોણ, નંદુબ્હેન કે?"

"ઓવ્વે. જમના તું આં કાંથી?" નંદુબ્હેને સાશ્ચર્ય પૂછ્યું.

"તમને ખબર ની મલે? કયારની આં છું."

"તે કોઇ દા'ડો આવે તો ખબર પડે કની. તું તો રોશો લઇને બેઠેલી તે વખતો મલતો ની ઓહે."

"પેટ જોગું કરવું કની. કોઈ થોડું કમાવા વારૂ છે."

"કરવાની કોણ ના કેય જે; પણ બે ઘડી નીકરવાનું મન ની થાય કે?"

"મને ખબર ની કે તમે આં ઓહો. કેથી આવી ચડતે ની તો. આવો, બેહો તો ખરાં."

"મોડું થાય; વાડી ફરીએ જવું છે."

"જવાય તો. અંદર આવો."

નંદુબ્હેન ઓટલે ચઢયાં. જમનાબ્હેન તેમને લઇને ઘરમાં ગયાં. તેમણે ચાહ મૂકવા માંડી.

નંદુબ્હેને કહ્યું, 'રેવા દેને. આ પી ને જ નીકરી.'

"રોજ રોજ તમે કંઇ થોડાં આવો. મારે મૂકવાની છે; ભેગી તમારી."

જમનાબ્હેને સ્ટવ સળગાવી ચાહનું પાણી મૂક્યું. નંદુબ્હેને વાત ચાલૂ રાખી, "તે ગામથી કેમ આવી રઈ ?"

"તાં કોણ છે જે ?"

"કેમ, જેઠ ?"

"તે મારે કંઇ ખપના; તેનું હંભારે તો ભીખ."

"તારૂં કંઇ તાં ની મરે ?"

"અટોપી પડેલાં ! ન ધણીઆતાંનું કોણ ?"

"વેચીહાટીને આવી રઇ કે ?"

"મારી રાં–ની પાહે વેચવાનું હું ઉતું જે ?"

"તમારૂં કંઇ સાધન ની કરેલું ?"

"ભૂખારવાં ખાઈ ગીયાં. માદીકરી આ ભરીને ખાઇએ વરી."

"પોરી કાં છે ?"

"નિહારે."

ચાહ તૈયાર થઇ. પ્યાલાં ભરાઇ ગયાં. જમનાબ્હેને એક પોતા માટે રાખી બીજું નંદુબ્હેનને આપ્યું. ચાહનો ઘુંટડો ગળતાં નંદુબ્હેને કહ્યું, "મોટી થઇ ઓહે; નિહારે ભણી હું કરવાની ?"

"એના બાપ કઇ ગયલા."

"ભણીને તો પોરી કોડી કામની થઈ જાય."

"વચન આપેલું તે કેમ ભંગાય ?"

"તે કાં જોવા આવવાના ઉતા."

"એ દુઃખે તો અહીં આવી."

"તે મૂકી ગયલા ઓહે; ની તો શે'રનો ખરચ કંઈ વેઠાય ?"

"ની જેવું."

"તારો ભાગ ઓહે કની ? લઈને નીકરવું ઉતું કની ?"

"ભાગ ને બાગ; ઉં તો નિરવતિ વારી ને આવેલી. મારૂં છે તે બઉ છે."

ચાહ પીવાઈ રહી એટલે નિર્મળા આવી. તેણે પૂછયું, "બા, એ કોણ ?"

"તું ની ઓરખે."

"તોયે; અવે તો ઓરખા કની ?"

"એ તો નંદુમાસી."

"કાં રેય ?"

"સગરામપરે."

નંદુબ્હેન બોલ્યાં, "એક દા'ડો લઈને આવજે ને. પોરી જોહે."

"આહા, બા, એક દાડો જઈહું. તું તો કેથી લઈ જ જાય ની."

"એકાદ દા'ડા જહું. તારી ચાહ ઢાંકેલી છે. પીવી ઓય તો પી લે; ની તો રેવા દે."

"ના, મારે નથી પીવી. નિશાળનો વખત થઈ જશે. હું જાઉં છું."

"હારૂ."

નંદુબ્હેન બોલ્યાં, "ની પીએ તો હારૂં. આગ્રહ ની કરવો. બરી ગઈ એણે તો જાત તવાઇ જાય. આપણુને તો જાણે ચાલે ની એટલે રેઠયા કરીએ. મેં રાં- મુકી દેવા બહુ ફાંફાં માર્યાં પણ છૂટે જ ની. માથું દુઃખે ને ચેન ની પડે એટલે પાછી ચઇ."

"એ તો પીતી નથી. પણ ઉં જ રેવા દઉં."

"અવે તો બધાંએ મૂકવા માંડી. કોઇ ની પીતો મલ્યો તો લોગ લાગે. કેથું હોંચ્યું કે ?"

"એનો વિચાર જ કર્યો નથી."

"હું કેય ! તારો વિચાર હું છે ?"

"મોટી મોટી તો પરણે દેહુ."

"બીજા તો જાનમમાં જાય. તને એ પૂાવે."

"સાધન તો જોઇએ કની ?"

"અવે તો લોકે સુધારા કરવા માંડેલા. કોઇઓ મલી આવે."

"ઉં રાં- બૈરૂં માણહ કાં હોધવા જાઉં. પરણી લેહે."

"વાર છે એ જમાનો આવતાં. તારો કંઇ છૂટકો છે."

"મને તો કંઈ હુજ પડતું નથી; ને ન્યાતમાં પોર્યાં ઓ કાં છે ?

"ની કેમ મલે ! જોઈએ તેટલા. કોઈ ઘેર બેઠાં થોડું જ લઈ જવાનું છે."

"નસિબમાં હોહે તે થહે."

"તું કે'તી ઓય તો બતાવું."

"છે ધીઆનમાં."

"ઓળ્વે. મારા છગુનો પોર્યો છેસ્તો. કોલેજમાં ભણુતો છે."

"તે કંઈ મોફત થોડો કરે. તમે ગોઠવી આપો તો—"

"મારૂં તો એમાં કાંઈ ની ચાલે. મારથી મોડું ની બલાય. તું પૂછી જો."

"પોર્યો જોવો ઓય તો અહીં છે. કેય તો બોલાવી લાવા. જોઈ પૂછવામાં હું ગીયું."

"મારો તો વિચાર બીલકુલ નથી. અમણાં તો ભણુવા દેવી છે. ભણ્નાં અટકહે પછી જોવા."

"તારી હાથે લમણુાંક ની થાય. ધણીને ગમ્યું—"

"જુગ ફેરવાયો છે. અવે તો પોર્યાંને પૂછીને કરવું પડે."

"મેં તો કંઇ પૂછેલું ની. તે હું હમજે."

"હમજે કે ની હમજે અને આપણે થોડાં પોંચી રેવાનાં."

"ખેંચવામાં માલ ની. ચાલ, અવે તો ઉઠું. દીવાબત્તી પેલાં ઘેર જવું જોઇએ."

નંદુબ્હેન ઉઠી ઘર બહાર નીકળ્યાં. જમનાબ્હેને કર્યું, "આવજો."

નંદુબ્હેનના ગયા પછી જમના ખાવાનું કરવા બેઠી. નિર્મળા આવી ધાંધલ કરશે એમ ધારી તેણે ઉતાવળ કરવા માંડી. નિર્મળા સ્વભાવે જરી આકરી લાગતી.

નિશાળેથી આવીને રોજ ખાઇ લેતી. ખાવાનું નહિ થયું હોય તો અકળાઇ જતી.

નિશાળ છૂટી એટલે નિર્મળા આવી. ઘરમાં પેસતાં જ તેણે પૂછ્યું, "બા, ખાવાનું થયું કે ?"

"થાય છે; નંદુમાસી અમણાં જ ગયાં એટલે મોડું થયું"

"તે ખાવાનું કરતાંકરતાં વાતો કરવી'તી. મને તો ભુખ લાગી છે."

"એને પેટું જરી ભરવાનું અધુરૂં છે તે પુરૂં કરી લાવ એટલે હું બધું તૈયાર કરી તને મૂકું."

"જાણું કની! મારે માટે કંઇ નહિ તો કંઇ રાખી જ મૂકે."

"બહુ ડાહી; કરી લાવ તો"

'પટાવતાં બહુ આવડે' કહી નિર્મળા કામે વળગી. માદીકરીએ ખાવાનું તૈયાર થતાં ખાઇ લીધું.

(૪)

બારડોલીના સત્યાગ્રહે સુરતના યુવક સંઘમાં આંદોલન આણ્યું હતું. સભ્યો અનેક પ્રવૃત્તિઓમાં ઝંપલાવવા તૈયાર હતા. એક પ્રવૃત્તિ સ્વદેશી સપ્તાહ ઉજવવાની હતી. સંઘના સભ્યો એને સફળતાપૂર્વક ઉજવવા તનતોડ મહેનત કરી રહ્યા હતા. આંતરિક વ્યવસ્થા માટે સ્વયંસેવકોની ટુકડીઓ રાખી હતી. આ પ્રવૃત્તિમાં સ્ત્રીઓનો સહકાર ઓછો ન હતો. તેમણે પણ સ્વયંસેવકદળ ઉભું કર્યું હતું. નિર્મળા પણ તેમાં ઉત્સાહ ભર્યો ભાગ લેતી હતી. તે એક સ્વયંસેવિકા હતી.

દેશમાં બનતી ચીજો જોવા લોકોનાં ટોળેટોળાં ચાલી આવતાં. સંઘની વ્યવસ્થાનાં લોકો મુકતકંઠે વખાણ કરતા. સાંજના એકાદ દિવસ સ્ત્રીઓ માટે રાખ્યો હતો. તે દિવસે તો મેદનીનાં મહા પુર ઉલટયાં.

શાન્તિને તેના મિત્રે પૂછ્યું, "ચાલ, આવવું છે ?"

"મારે નથી આવવું. જતો હોય તો જાની."

"આજે તો Ladies Day—સ્ત્રીઓનો દિવસ છે."

"તે મારે મોડાં જોવા નથી આવવું."

"અમે મોડાં જોવા જતા હઈશું; નહિ ?"

"ત્યારે તારે બીજો ધંધો યે શું છે ?"

" તારા જેવો મેલો માણસ મેં કોઇ ન જોયો."

"કંઈ લેવાનો છે ?"

"લઇએ યે ખરા."

"લીધું; લીધું સિકલ જોઇ !"

"તારી આડાઈ મને અકળાવે છે. એક વાર નન્નો વાસે તે ફરી હા થાય જ નહિ."

"વિના કામે ત્યાં ભીડ કરવા શું કામ જવું ?"

" જીવ્યા કરતાં જોયુ ભલું એ તને ખબર નથી ?"

"અને હું યે એ જ કહું છું ને !"

"Far-fetched, indeed ! મારી મચડીને તને ફાવે તેવો અર્થ કરે એમાં કંઈ ન વળે. તારે માનવું હોય તે માનજે. હું તો આ ચાલ્યો."

"તને રોકે છે યે કોણ ?"

"લે ત્યારે બેસ; અહીં બેસી માખીઓ માર્યા કર."

"એ તને કોણે પૂછ્યું ? ડહાપણ ડહોળતાં બહુ આવડે છે. તે અમારે કંઈ બીજું કામ નહિ હોય. તું નવરો એટલે બીજા યે—"

"નવરા ને તું શેરાશેરા છે તે જાણ્યો. નાતે વખત વહી જાય ને તારી સાથે લમણાંઝીક કરવાની ધીરજ હું ક્યાંથી લાવું ?"

"મારી આપું ?"

"સાચું કે'છ ?"

શાન્તિ ગુસ્સે થઇ ઉઠયો. તે પકડી પાડે તે પહેલાં તો તેનો મિત્ર નાસી છૂટયો હતો.

× × ×

"કેમ, રતુ, એકલો ?" રમેશે પૂછ્યું.

"સા–નું નામ જવા દેને ? ચોપડામાં દટાઈ રે'વા એતો સર્જાયલો છે—a book-worm !"

"તેં આગ્રહ નહિ કર્યો હોય; નહિ તો તમારી જોડી તુટે નહિ."

"સા–ને બહુ કહ્યું પણ મ્હોંમાંથી એક વખત ના નીકળી ગઈ એટલે તે હા થાય જ નહિ."

"તમારા અનાવલાઓનાં મ્હોં જરી એઠાં ખરાં !"

"એ તો ટેવ પડી ગયલી. લુલી લપટી—"

"સંયમનું સ્ક્રુ ચઢાવ."

"અમારા જેવી સ્વચ્છંદ જ્ઞાતિને સ્ક્રુ ચઢાવનાર કોઇ પાકયો જ નથી."

"કોઇ પાસે કરાવવાની કયાં વાત છે ! જાતે કરી લે."

"જાતમહેનત અમારી કોમ કરવા તૈયાર નથી."

"તારી કોમ સાથે મારે કામ નથી. મારે છોકરો આપવો નથી કે એ ઇતિહાસ જાણી મને ફાયદો થાય."

"તે લેવા યે કોણ તૈયાર છે ?"

"તૈયાર તો જોઇએ તેટલા થાય. મારો જાતભાઇ લઇ આવ્યો તેને કયાં વાર થઇ છે કે ભૂલી ગયો."

"આપનાર મૂર્ખો."

"તમે પૈસાની પોટલી માગો તે આ જમાનામાં બધા પાસે થોડી ભરી મૂકી હોય."

"એના પર તો અમારી તાગડધિન્ના !"

"તમારો ઘડો હવે ભરાઇ ચૂકયો છે. છોકરી ન્યાતમાંથી ચાલી જવાની."

"એ જમાનો આવતાં વાર છે."

"નવયુગ બેસી ચૂકયો છે."

"ન્યાતોની નવયુગમાં મોંકાણ મંડાઇ જવાની—મારી કે તારી."

"સામ્યવાદ હવે તો—"

"અમારા કુળવાનોએ તો સામ્યવાદ કયારનો અમલમાં મૂકયો છે. તેમને ખાવાના વાખા પડે છે. મુડીવાળાઓને ત્યાં દીકરીઓ હોય એટલે દોડી સામ્યવાદની ધૂન મચાવે."

"એ તો શાહીવાદ; સામ્યવાદ નહિ. બ્રિટિશ સામ્રાજ્યની શોષણ નીતિ—ચૂસાય તેટલું ચૂસો."

"પોતીઆં ખંખેરે ત્યાં સુધી જ તો."

"છ વાગ્યા ! મારે વ્યવસ્થા જાળવવા જવાનું છે."

"મારૂં જોવાનું વાતમાં રહી ગયું. તું વ્યવસ્થા જાળવવા જા ને હું આ જોઇ લઉં."

રતુ દૂકાનો જોવા ગયો અને રમેશ વ્યવસ્થા જાળવવા ગયો.

એકાદ દૂકાનમાં રતુની નજરે તે દિવસે જોયલી છોકરી ચઢી તેને વાત કરવાનું મન થયું. મ્હોં ખોલવા પ્રયત્ન કર્યો. હતી એટલી હિંમત એકઠી કરી તે બોલ્યો, "તમે અહીં ક્યાંથી?"

છોકરીએ કંઇ જવાબ ન આપ્યો. તેણે ત્યાંથી ચાલવા માંડયું. રતુ ભોઠો પડયો. તેનાથી અપમાન સહન ન થયું. પકડી પૂછું એવો નિશ્ચય કરી તે પાછળ પડયો. તેને ઉભી રાખી પૂછ્યું, 'કેમ, ભુલી ગયાં?' છોકરી તે છતાં બે પરવા હતી. 'મારે કામ છે,' કહી તે ચાલી જતી હતી ત્યાં રતુએ તેનો હાથ પકડયો. છોકરીએ આ વેળા મગજ પરનો કાબૂ ગુમાવ્યો. તેનું લોહી ઉકળી આવ્યું. 'કોઇ જુએ તો મારી શી વલે' એ વિચારે તેને ભાન ભૂલી કરી મૂકી. તેણે રતુને એક તમાચો માર્યો અને તેને ગાલ પંપાળતો મૂકી રસ્તે પડી ગઈ.

રતુને ભોંય ભારે થઈ પડી. તેણે આજુબાજુ જોઇ ખાત્રી કરી લીધી કે ત્યાં કોઇ ન હતું. પરંતુ રમેશ તેમને જોઈ ગયો હતો. તે દોડતો ચાલ્યો ગયો એટલે નજરે ન ચઢયો. હસવું તેણે રોકી રાખ્યું.

રતુ વાત વધે એમ ધારી ત્યાંથી ચાલતો જ થઇ ગયો. બાગમાં ચિત્ત શાંત કરી પછી કોલેજમાં ગયો.

શાન્તિ ત્યાં ફરતો હતો. રતુને જોઈ તેણે પૂછ્યું, "કેમ, શું જોઇ આવ્યો? કંઇ લાવ્યો?"

"હાવે શું!" કહી રતુ ચાલ્યો જતો હતો ત્યાં શાન્તિની નજર તેના ગાલ પર પડી. તેને લાગ્યું કે રતુ કોઈનો માર ખાઈ આવ્યો છે. તેને પૂછવાનું મન થયું. વિચાર માંડી વાળવા પ્રયત્ન કર્યો છતાં તે બોલી પડયો, "રતુ, ગાલ લાલ કેમ?"

"થાકને લીધે એ તો મ્હોં લાલ છે."

"ના; આવું નહિ!"

"બાગમાં લીલાં ઘાસ પર સુતેલો તેના કાપરા હશે."

શાન્તિ ચૂપ રહ્યો. રતુને વધારે અકળાવવાનું તેને મન ન થયું. વાત વહેલીમોડી કાને આવશે. રતુ લડાઇ બેઠી કરવામાં બ્હાનાં શોધે એવો ન હતો. 'યાહોમ કરીને પડો–' કરી બાઝી પડવાનો એનો સ્વભાવ હતો.

રતુ એવો ડઘાઈ ગયો હતો કે તે એકદમ ઓરડીમાં આવી સૂઇ ગયો. આ ડંખ બહુ આકરો હતો. તેનામાં વેરવૃત્તિ ન હતી; નહિ તો તેણે કયારનો માર્ગ શોધવા માંડયો હોત. એક વાતે એટલો એનામાં સદ્‌ગુણ હતો.

શાન્તિ ફરીને આવ્યો. રતુને તેણે ઉંઘતો જોયો. તેણે તેને ઉઠાડવા પ્રયત્ન કર્યો. બૂમ મારી એટલે તે ઝબકીને બોલ્યો, 'ઓ!' ને ગાલ સંભાળ્યા.

શાન્તિ ચેતી ગયો. તેને ખાત્રી થઈ કે કંઇ નવાજુની થઇ હતી. તે ગમ ખાઈ ગયો.

રતુ ઉઠયો એટલે શાન્તિએ તેને મ્હોં ધોઇ નાખવા કહ્યું. બન્ને પછી જમી આવ્યા. શાન્તિ વાંચવા બેઠો અને રતુ સુઇ ગયો.

આખી રાત તેને બળ્યા કર્યું.

(૫)

રવિવાર હતો. નિર્મળા ભાગોળે શાક લેવા જતી હતી. 'દીકરીઓનાં દુઃખ દેહુ દોહ્યલાં' એ રાગડો નિર્મળાને કાને પડયો. 'તારી મને બહુ ફીકર રહ્યા કરે છે' એવું એક દિ માતાએ કહેલું તે યાદ આવ્યું. માતાની કોટે દીકરીનું દણું ચાલ્યા કરતું હશે એની કલ્પના નિર્મળાથી ન કરાઈ. શાકની વાનગીના વિચાર કરતી તે ભાગોળે પહોંચી ગઈ.

નિર્મળા શાક લઇ પાછી ફરી ત્યારે નવરાં નંદુબ્હેન ત્યાં ચોઢાયલાં હતાં. જમનાબ્હેન સાથે તે ડાચાં કૂટતાં હતાં. નિર્મળાને વાતમાં રસ પડયો એટલે તે પણ ત્યાં ગોઠવઈ ગઈ.

નંદુબ્હેને ટહૂકો કર્યો, "પછી—"

જમનાબ્હેન બોલ્યાં, "એ ભટવેડાની વાત જ જવા દોને."

"અલી, અમાર તાંના કૈ'તા ફિતા કે બધું પૂછી લાવજે."

" એ મુ-નું નામ બાળોની."

"અલી, એને તોડ કાઢવા કયલું ઓહે તે જરી ખરી વાત જાણવા પૂછાવેલું. તને કૈ'વામાં કૈં વાંધો તો નથી કની ?"

"વાંધોહાંધો તો મારે કૈં ની મરે. પણ—"

"તો કઇ લાખની. હવારના પોરમાં નાહકની ખોટી હું કામ કરે. કામ હો બધું જેમનું તેમ જ પડેલું છે. ચાલ, વેગની."

"લગન વખતની જ ખટપટ ચાલ્યા કરતી છે. એ લોકો બાકી કાડયા કરે; તે પેલાં આપે ની ને વાત વધી ગઈ."

"પોરીને એકુ દા'ડો મોકલેલી કે ની ?"

"વગર તેઠયે અડહેલી પારેલી. પોયો પાહે મરાવી પછી પાછી કાડી મૂકેલી."

"ત્યાર પછી તેડેલી કે ની ?"

"તેડે હાના ને વાત હાની ?"

નિર્મળા બોલી, "મારે તે ફરીઆદ ની થતી બોહે જે ?"

નંદુબ્હેન બોલ્યાં, "બેન, તું ની હમજે. ફરીઆદ કરી ફજેતી કોણ વેરી લેય ? અનાવલાની ન્યાતમાં વરી ફરફરીઆદી કેવાં !"

"લોકો અવે તો ખમે એવા નથી. ખોરાકીના દાવા ક્યાં ઓછા મંડાય છે ?"

"ખોરાકીની વાત જૂદી ને આ વાત જૂદી."

"માર મારે તો ફોજદારી ગુનો ગણાય. દાકતરની ચીઠી લઇ દાવો નોંધાય."

"તારા ભણતરનું ડા'પણ નથી જોઇતું. જમના, ચાલ તો પછી—"

નિર્મળાનું મ્હોં આમ નંદુબ્હેને સીવી લીધું એટલે જમનાબ્હેન બોલ્યાં, "એ લોકોમાં મોડું ઘાલવા જેવું નથી. વરબૈરી વગર ઢંગનાં છે. એ નકામા વગોવાહે."

"કાંદા કાડવા હેને !"

"તમને વારતાં હું થાય ?"

"મારૂં રાં-નું માને તો કની. એમને ફાવે તેમ ફોડે. હમજ પડહે તીઆરે ગાં- ડાબીને બેસ્સે."

"શું હાં છે, રાં-નાં."

"તે વાત માંડીને તો કે ?"

"મેં તો હેપન શખેલું ની એટલે—"

"પણ હાંભરેલું તો ઓહે કની ?"

"હાંભરેલી અડધી ખોટી ચે ઓચ"

"ત્યારે તો એમને ના જ કે'વા. ચાલ ઉઠું અવે તો."

"ના જ કે'જો; આવજો."

નંદુબ્હેન ના કહેવાની હામ બીડી ઉઠયાં અને જમનાબ્હેન ચુલે બેઠાં. નિર્મળા શાક સમારી તૈયાર કરતી હતી.

× × × ×

શંકરજી માળ પર આંટા માર્યા કરતા હતા. તેમનાં એક હાથનાં આંગળાં મૂછ પર ફર્યા કરતાં હતાં. તેઓ મનમાં કે બબડયા કરતા હતા. બારીએ ડોકીયું કરી, 'નથી દેખાતી' કહી ગુસ્સે થતા. તેમના મ્હોં પરથી લાગતું હતું કે તેઓ બહુ અકળાઇ ગયા હતા. અંતરનો ઉકળાટ અસહ્ય થતાં શબ્દો વાટે તે બહાર કાઢવા માંડયો.

"ક્યારનીઆર ક્યારની ગયલી-પૂછી આવતાં તે કેટલો વાર ? વાત વાતને વાચે રઇ ઓહે ને કે લાખવા બેઠી ઓહે. બૈરાંની તે કૈં જાત ! ભેંહનો બરોહો તો એનો ! વાત ની મલે તો આવી રેતાં-" આ વાકય જાળીનો ખખડાટ થતાં એટલેથી અટકયું ને શંકરજી દાદર ઉતર્યા. તેમની નજરે નંદુબ્હેન ચઢયાં. હાંફ ઉતરે તે પહેલાં તો મ્હોંમાંથી વાક્ય નીકળી પડયું,

"કેમ, પૂછી આવી ?"

"લેરે જાણે. તમને તો કૈં બીજું હુજ જ નથી પડતું કે એની એ જ વાત આગર ધર્યા કરો."

"કૈં વાત મળી કે ?"

"તેને તો કૈં જ ખબર નથી."

"ત્યારે આટલો બધો વખત કયો હું કર્યું ?"

"પૂછપરછ તો કીધી પણ તેમાં કૈં હવાદ ની મલે."

"ચાલ, મરવા દે ત્યારે –" કહી શંકરજી ચૂપ રહ્યા. "રાંધી કાડ તો–" કહેતા તે માળે ચઢવા મંડયા.

"ક્યાં જવું છે ?" નંદુબ્હેને પૂછ્યું.

"તારે બધી પંચાતમાં પડવાની કૈં જરૂર ? રાંધવા પેહ, રાંધવા–અમણું હરખો વખત થઇ જહે. આ ગાડીએ મારે જવુ છે," દાદર પર ઉભાઉભા શંકરજી બોલ્યા.

"પારકી પંચાત તમારે હું કામ જોઈએ ?"

"તને કોણે પૂછ્યું ? તું તારૂં કામ કર."

નંદુબ્હેન રસોડામાં ગયાં એટલે શંકરજી માળે જઇ બેઠા. તેઓ માથે લીધેલું કામ કેમ સંકેલવું તેના વિચારમાં હતા. તેમને રસ્તો સુઝતો ન્હોતો. અનેક ગુંચવણો તેમને મુંઝવતી હતી. 'અપમાન થાય તો–' એ વિચારે તેમને નાક કપાતું લાગ્યું. તે છતાં પાસા નાખી જોવા તેમણે નક્કી કીધું. સમાધાનીના સંદેશા લઈ તેઓ જવાના હતા. પરિણામની કલ્પના કરવા કરતાં અનુભવવાનું તેમને મન થયું. 'જોઇએ તો ખરા–' એમ કરી મનનું સમાધાન કરતા તે બોલ્યા, "થયું કે ?"

"ચાલો, બહલી આવો," કહી નંદુબ્હેને રસોઇ થઈ ગયાની ખાત્રી આપી.

મનુષ્ય કોઈ પણ કામમાં હાથ ઘાલતાં પહેલાં પોતાની શકિતનું માપ કાઢતો નથી. એક વાતે તો એ

સદ્‌ગુણનું લક્ષણ છે. ઉત્સાહમાં જે સધાય છે તે ઉત્સાહ શમ્યા પછી નથી સધાતું. શંકરજીમાં ઉત્સાહ હતો; શકિત યે હતી. પરંતુ કામ કાઢી લેવાની તેમનામાં કોઠી ન્હોતી. આ વાતમાં તેમને કોઇ ગાંઠે એમ તો હતું જ નહિ. શકિત અજમાવવા તેમણે એમાં માથું માર્યું હતું.

× × × ×

"નાથુભાઇ, છો કે ?"

"કોણ ?"

"એ તો હું, શંકરજી."

"તમે કાંથી ?"

"આ ગાડીએ આવ્યો."

"આવો."

"કેમ બધાં મઝામાં છે ?"

"છે તો ખરાં. કૈં કામે આવેલા ઓહે ?"

"નારે. ચાહીચલાવીને તમારે તાં જ આવેલો છું."

"રેહો કની ?

"કામ થાય તો રેવા, ની તો રાતની ગાડીએ પાછો જવાનો."

"તે એટલી બધી ઉતાવર હું છે ?"

"રજા નથી લાવેલો."

"તે એક દા'ડો ની જવાનું."

"ચાલતું ઓહે જે. સરકારી—"

"સરકાર પોટલો બંધાવવાની ઓહે ?"

"બંધાવે કે ની; અમારે તો નોકરી પર જ કની બધું."

"સરકાર અવે તો ઢીલીઢચ થઈ ગયલી. નોકરની—"

"મુદ્દા પર આવીએ. વખત થોડો છે. કામ પતાવી મારે જવું છે. જો તમને ખોટું ની લાગે તો વાત કાઢું. કહું કે?"

"કેવ તો ખરા. કયા વગર બાંધવાની વાત કરો તે કેમ પાલવે?"

"બાંધીને કાં તમને પાંજરામાં ઉભા રાખવા છે."

"કેવ ની ત્યારે—"

"જુઓ; તમારા વેવાઈની વાત છે. રીતસર બધું કેવા આવ્યો છું. નાહકના છેડાઈ નખે પડતા."

"મારૂં માનો તો એ વાત અહીંથી જ પડતી મૂકો. એમાં કૈં કાંદો ની કા'ડો. ગોળી કોતરાવીને નકામો કાદવ હું કામ કડાવો?"

"અલ્યા ભઈ, જરી હાંભરો તો ખરા. તમારે કેવા જેવું ઓય તે પછી કેજો."

"મારે પણ એ વાત જ જોઇતી નથી. એને હારૂ જ આવેલા ઓય તો આબરૂમાં પાછા જ જજો. મારતાં એ જાણહે તો અમણાં ગારેગારે ધોઈ લાખહે—તમને ને મને."

"અવે ધોયાં! પોરીએ તમારૂં હું બગાયડું કે તેડા ની?"

"તે અમે જાણીએ. જાણ્યા મૂકયા વના તમે તેની વકીલાત કરવા હું કામ આયવા?"

"જાણું, બધું જાણું. મારી પાહે નકામું કેવાડો હું કામ? તમારૂં ઓ બધું જાણ્યું, ને તેનું—"

" જાણ્યા ત્યારે બેહી રેવ. વાત રેવા દઇ પેલી ચાહ પી લેવ."

ગંગાબ્હેન ચાહ કરી લાવ્યાં અને તેમની આગળ મૂકી. નાથુભાઈનું છેલ્લું વાક્ય સાંભળી તેમણે પુછાવ્યું, "વરી હું છે ?"

"આ વેવાઇના વકીલ આવ્યા."

"ગાં–માં પેહી ગીઓ વેવાઈ, ને હાથે—"

"જાત જણાવવા માંડી કે પાછી. તને કોણે પૂછ્યું ?"

"તે મોડું નથી હું ?"

"અમે વાત કરતા છીએ તેમાં તને લવરી કરવા કોણે કયું ?"

"તમે તો મુંજી–કૈં બોલાવાનું નથી. શંકુભાઇ, તમે તમારૂં કામ કરીને ચાલતા જ થજો, અને એ વાત જો અહીં કાડી તો પછી મારા જેવી કોઇ ભુંડી નથી."

"ચાલ, લવરી કરતી નીકર અહીંથી. કોઈ બેઠેલા મૂકેલા ની જુએ ને લવરી કર કર કર્યાં જ કરે."

"આ ચાલી; પણ કાન તો મારા ખુલ્લા છે, હું."

શંકરજી વિમાસણમાં પડયા. કામ ધારવા કરતાં મુશ્કેલ લાગ્યું. મ્હોંમાંથી આ વરબૈરી તો એક શબ્દ સરખો કાઢવા દેતાં નથી તો વાત કેમ ઉપડવી તે એમને ન સુઝયું. એ વિચારમાં ચાહની રકાબી પણ લાંબો વખત સુધી હાથમાં રહી જતી. નાથુભાઇ તો ક્યારના ચાહ પી રહ્યા હતા. 'કેમ, ચાહ ઠીક નથી લાગતી' કહી વારે વારે તે શંકરજીનું ધ્યાન ખેંચતા. 'એ વાતને નાખો ચુલામાં' એ શબ્દો શંકરજીની વિચારમાળા તોડી નાખતા. વિચારનો

વેગ એટલો બધો હતો કે પ્યાલામાં ચાહ થઈ રહી તે પણ એમને ખબર ન પડી. તેમણે પ્યાલું લઈ રેડવા પ્રયત્ન કર્યો પણ કૈં પડયું નહિ ત્યારે તેઓ શુદ્ધિમાં આવ્યા. નાથુભાઈએ તરત પૂછયું, "કેમ, ભાનભૂલા થઈ ગયા કે શું ?"

"તમે કયો !"

"મારૂં નામ નો હેવ."

"મને થયલું કે બે વાત તમને કેતે. તમે તો શ્વાસ જ ની લેવા દીધો તાં હું."

"બરવા દેવ એ વાત."

"રઈ જ તો."

"ચાલો, મારે જરી બેત્રણ જગાએ મલવાનું છે. મલીને પછી બારોબાર ચાયલો જવા."

"લેવ, આવજો," કહી શંકરજી ચાલી જતા હતા ત્યાં ગંગાબ્હેને કહ્યું, 'કેમ, ચાયલા.'

"ઓ૦વે."

"અવે ફૂરી એવી વાત લઇને નખે આવતા, ની તો મારી શં—ની થોઠીક હાંભરી જહો."

શંકરજી આબરૂભેર ચાલતા થયા.

(૬)

રતુ કયારનો મુઝાયા કરતો હતો. મનનું સમાધાન તે ન્હોતો કરી શકતો. દાદર કેટલીયે વાર તે ચઢઉતર કરતો હતો. છાત્રાલયના ચોગાનમાં આંટા મારી વિચાર કરતો તે ઘૂમતો. તેને અસુખ થતું હોય એમ લાગતું હતું.

ચ્હેરો મરી ગયલો હતો. ઓરડીમાં તે બેત્રણ વાર ડોકીયાં કરી ગયો. શાન્તિ ઉઠયો કે નહિ તે જોવા કદાચ એમ કર્યું હશે. મન મનાવવા શાન્તિની સલાહની એને જરૂર હશે. ગમે તેમ હોય પણ તેને જોતાં તે નીચેથી એકદમ દોડયો. તેના હોઠ હાલતા હતા. ભૂલી જવાની બીકે શાન્તિને પૂછવાની વાત ગોખતો આવતો ન હોય!

શાન્તિ તેને દોડતો આવતો જોઈ વિચારમાં પડયો. તે કૈં કલ્પના કરે તે પહેલાં તો રતુ સામે આવીને ઉભો.

"શાન્તિ, મગજ ઠેકાણે છે કે? તે દિની અદ્ધર લટકતી વાત પાછી કાઢું છું." રતુએ વાતના ગણેશ માંડ્યા.

"રાખ, તપાસી જોવા દે," શાન્તિએ કહ્યું.

"સીધી વાત કરવી છે કે મજાક જ કર્યા કરવી છે?"

"તે છે શું?"

"હા'ડામાં જવું છે."

"જાની; મને શું પૂછે છે?"

"તું પછી રોજ મને પજવ્યા કરે. તારી મંજુરી મેળવી હોય તો પછી તારે કૈં કે'વાપણું રહે નહિ"

"તે કૈં હું છોડવાનો છું. મારે મોડે તો હું હા નહિ કહું."

"આટલી વખત જમી આવી પછી પ્રતિજ્ઞા લઈશ."

"લીધી તે ખરી; લેવાની ખોટી."

"મારો અવિશ્વાસ!"

"સત્તર વખત. તારો ભરોસો મને બેસે જ નહિ."

"કોઈ દિવસ અનુભવ કરી જોયો છે?"

"કેટલી યે વાર."

"ક્યારે ? કે તો ખરા ?"

"એ બધું પાછું યાદ કરી ગણાવવા બેસું તો પાર નહિ આવે. નહિ જાય તો ત્યાં તારા વગર અટકી યે શું પડવાનું છે ?"

"ડોસાનો આગ્રહ ન હોત તો કદાચ હું માંડી યે વાળત. મારૂં જમણ જાય ને તે દુભાય."

"સવિનય આગ્રહનો અનાદર કર."

"મહાત્માજીને પાટલે તેં તો બેસવા માંડયું ને !"

"એમાં ખોટું યે શું છે ?"

"વચન આપું છું; પ્રતિજ્ઞા હવે લઇશ."

"એવાં વચનમાં મને શ્રદ્ધા નથી. કરી બતાવે તો જ મને ખાત્રી થાય."

"આ પ્રસંગ—"

"લોહીના લાડુ—"

"સાચવી લેવા દે."

"ગળે કેમ ઉતરશે ?

"દાળ સાથે"

"તારે ઝાપટવા જવું છે તો પછી આ બધી માથાકૂટમાં નકામો શા માટે પડે છે ?

"તને ચીડવવા"

"વાંચવાનો અમૂલ્ય વખત—"

"તારે કયે !"

"પરીક્ષાનું પરિણામ આવશે ત્યારે—"

"લાડુ ખવાઇ ચૂકયા હશે."

"લાડુમાં લટ્ટુ થઇ ગયો છે એટલે બીજું સુઝે ક્યાંથી પડે ?"

"હું તો જઈશ; કૈં સુઝ પડતું નથી."

શાન્તિને છીંક આવી એટલે રતુથી બોલાઇ જવાયું, "આ–અપશુકનીઓ."

"જા; તું લાડુ ખાધા વિના જ પાછો આવવાનો છે."

"ખાઈને આવીશ; ખાઈને—"

"કાળું કર."

રતુ જવા તૈયાર થયો. શાન્તિને એ અજબ પ્રકૃતિનો માણુસ લાગ્યો. આટઆટલું સમઝાવ્યા છતાં જમવાની લપ એણે ન છોડી. હાડા જમીજમી એની જીભ કેટલી ચોપડી થઇ ગઈ હશે તેની કલ્પના શાન્તિએ કરી લીધી. સમાજમાં આવા જડસુ માણુસોનો ટોટો નહિ હોય એવી તેની માન્યતા હતી. રતુનું વલણ જોતાં એ દુઃખી થઇ.

× × × ×

ભીમભાઇના દુઃખનો પાર ન હતો. એકનો એક પહાડ જેવો પોચો અવટાઇ ગયો તેનો આઘાત અસહ્ય હતો. અનેક દીલાસો દેવા આવતાં. પરંતુ દીલના ડંખ એ દીલાસા રૂઝવી શકતા નથી. આખો દિવસ તે બોલ્યા-ચાલ્યા વિના બેસી રહેતા. બેસવા આવેલાં માણુસો સામે વાત કરવા પણુ તેમની જીભ ઉપડતી નહિ. તેમનું મગજ ખસી જશે એવી લોકોને દહેશત રહ્યા કરતી.

એમને ભૂખે મરવાનો વારો આવે એવું તો ન્હોતુ. પરંતુ કારવેહવાર કાઢી શકે એવી એમની સ્થિતિ

ન કહી શકાય. પુત્રના મૃત્યુ પાછળ ખર્ચ કરવાનો તેમને એમને વિચાર આવ્યો જ ન હતો. ગામના ઘરડાઓ એમને ક્યાં છોડે એમ હતું! એ ડોસાઓ તો ખાટલે પડયા હોય તોયે 'જમવાનું છે' એટલું સાંભળતાં બેઠા થઇ જાય. એમની કમાન વળેલી કેડ પણ શાહુડીનાં પીછાં ગોડે ટટાર થઇ જાય. લાડુનું નામ સાંભળતાં એમની જીભેથી લાળ ગળવા માંડે. એ ડોસાઓથી તો પ્રભુ તોબાહ!

ભીમભાઇને ઓટલે પીઢ પટેલીઆઓની પલટણ એકઠી થઇ હતી. કુંથડજીએ કાળજું કપાતું હોય તેવે સ્વરે કહ્યું, "બહુ ખોટું થયું."

મોહનભાઇએ કહ્યું, "કેમ કરીએ. કંઇ આપણા હાથની વાત છે."

દાજીભાઇ દીલાસો દેતા બોલ્યા, "અવે તો મન કઠણ કર્યે જ છૂટકો. નકામો બરાપો કરી જાત કથળાવી નાખશો."

આ વાત સાંભળી ભીમભાઇનું દુઃખ તાજું થયું. તેની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં.

મોહનભાઇએ મમરો મૂક્યો, "એમાં અવે કંઇ વરવાનું છે."

કુંથડજીએ કપાળ કૂટતાં કહ્યું, "રતન રોળાઇ ગયું."

દાજીભાઇ દા'ડ સળકતાં બોલ્યા, "ખાંધીઆ જ જમાડી મૂકવાનો કે ગામ કરવાનો?"

ભીમભાઇ કંઇ બોલ્યા નહિ.

કુંથડજીએ કુનેહથી કામ લેવા માંડયુ. તે બોલ્યા, "આપણે બેઠેલા છીએ પછી એને હું આપદા છે ?"

મુડીવાદમાં માનનારા મોહનભાઈ મુડી રોકવા તૈયાર હતા એટલે બોલી પડયા, "ખરચવાવાળો બેઠેલો છું પછી એને હું ફીકર. પછી હો થઈ રેહે. ભીમભાઇ, કેમ કેં બોલતા નથી."

ભીમભાઈ બોલ્યા, "મારો તો હરી પઢવાનો વિચાર છે."

દાજીભાઇ, "હું !"

મોહનભાઇ, "કેં ચાલે."

કુંથડજી, "કાડી વરી જવાય હું ?"

એકુમેકની સામે બધા જોવા લાગ્યા. લાંબે વખતે કોઠો ચોપડો થવાની આ તક વટી જાય એ તેમને પરવડયું નહિ. ભીમભાઈને તેમણે આઠવવાનો વિચાર કર્યો દાજીભાઈએ ઠપકો મૂકયો, "કેં ની તો લાઠવા તો છે; એમાં ખરચ હું થવાનો ?

મોહનભાઇએ કહ્યું, "ગામમાં રઈ ગારીયુ કાડી જાવ તે ની ચાલે. ખાતાં હારૂં લાગે"

કુંથડજીએ કહી નાખ્યું, "ઓળ્વે; ખાવું ને ખવાડવું ની એ કોના ઘરની વાત. કોઈને તાં ની જતો ઓય તો વાત જૂદી. તારા બાપનો છૂટકો નથી મોનજી, ની તો એ નાગાને ન્યાતબાર મૂકહું."

ભીમભાઇ ગભરાયા. તેમણે કહ્યું, "જાવ, તમને ફાવે તેમ કરજો"

પરેલીઆઓની મુરાદ આમ બર આવી. તેમનું ધાર્યું થયું તેથી તેઓ બહુ રાજી થયા. ભીમભાઈને બહુ

ખાડામાં નહિ ઉતારવો એમ તેઓએ નક્કિ કીધું. લાડવા તેલથી ભેળીને કરવા નિશ્ચય કર્યો. "હાંકા માટે ચોકખા કરી જૂદા રાખવા—તેલના આપણુને હદે ની," કુંથડજીએ કુંજ દેખાડી. હાડો કરવાનું આમ નકકી થયું.

× × × ×

નિર્મળા આ ટાંકણે ગામમાં હતી. તે પોતાની સખીને ત્યાં આવી હતી. તેને કાને આ વાત આવી. તેને બહુ દુઃખ થયું. લોકો પર દબાણ કરીને હાડા કરાવવામાં આવતા હશે તેની એને ભાગ્યે જ ખબર હતી. આ પ્રસંગ અટકાવવા તેણે પ્રચારકાર્ય શરૂ કરવાનો વિચાર કર્યો. ગામના જુવાનીઆઓને હાથ પર લેવા સખીને લઇ તે નીકળી પડી. નિર્મળાના પ્રભાવ આગળ સૌ જુવાનીઆઓ નમી ગયા. નિર્મળાને મદદ કરવાનું તેમણે વચન આપ્યું. કામ કેમ સમેટવું તે નકકી કરવા માંડયું.

ભીમભાઈને ત્યાં એક પંચ મોકલવી. તે ભીમભાઇને સમજાવે. ભીમભાઇ માની જાય તો વાત આગળ વધારવી નહિ. તે આનાકાની કરે તો કોઇને જમવા આવવા નહિ દઈએ એમ કહેવું. કોઇ પીરસવા નહિ આવે એવો અમે બંદોબસ્ત કર્યો છે એમ જણાવવું. તમારૂં રાંધેલું રોડે રવડશે એમ છાતી ઠોકી જાહેર કરવું. ભીમભાઇ સમજુ માણુસ છે ખર્ચ કરી શકે એવી સ્થિતિ નથી એટલે એમને સમજાવી લેતાં બહુ વાર નહિ લાગે પટેલીઆઓની બીક બતાવે તો કહેજો કે અમે તમારે પડખે વખત આવ્યે ઉભા રહીશું.

નિર્મળાએ લોકમત કેળવવા માંડયો. દરેક ફળીએ સ્વયંસેવકોની ટુકડી મોકલી 'પ્રેત ભોજન કરવું એ પાપ છે. એ જમી જમ પેધાડો છો' એમ ઠસાવવા પ્રયત્ન કર્યો.

ગામના યુવાનોમાં નિર્મળાએ અવનવું ચેતન પ્રકટાવ્યું. તેનો કાને પડયો બોલ તેઓ ઝીલવા તૈયાર હતા. ગામમાં ધાંધલ મચી રહી હતી. ડોસાઓની દેન ન્હોતી કે ખોંખારો કરી સામે ઉભા રહે. તેમણે દોર ઢીલા મૂકયા.

ભીમભાઇ આ ધાંધલથી ભડકે એવા ન હતા. એમને આ વાત બહુ 'મનભાવી.' તેમણે મોહનભાઇ, દાજીભાઇ અને કુંથડજીને તેડી મંગાવ્યા. તેમને વસ્તુસ્થિતિથી વાકેફ કર્યો. મોહનભાઇએ માંડી વાળવા વિચાર કર્યો અને કૈં કહે તે પહેલાં દાજીભાઈ બોલ્યા, "એમ ડરી જાવ તે કૈં ચાલે. એ આજકાલની ડીચકી હું હમજે ? કરી કરીને હું કરવાની ? ની કરવા હોય એતે કૈં વાત. તમારામાં છાણ ની ઓય તો એ ધારેલું કરહે."

કુંથડજીને બાજી કથળી ગયલી લાગી. તેઓ પણ ઢીલા થયલા લાગતા હતા. તેમણે કહ્યું, "બરવા દેવ તીઆરહી."

દાજીભાઇ એકલા પડયા એટલે તે બંખારી ઉઠયા, "એ લીતરડાં કરવાના હું ? વરહ કેમ પાણીમાં—"

ભીમભાઇએ કહ્યું, "એ નાદાનમાં ગણાઈ જાય. આપણી તો અકકલ વખણાય."

દાજીભાઇ બોલ્યા, "બધા આવા પોચકા કાંથી ? તમારી લેમૂક કેમ થાય ?"

"દાજીભાઇ, એમાં આપણું કૈં ચાલવાનું નથી. એ ચોરણેલીઆં હુરીઓ બોલાવહે ત્યારે આપણે લાજી મરવાનું થાય." ભીમભાઇએ સાચી સલાહ આપી.

દાજીભાઇ તેનો અવળો અર્થ કરી બોલ્યા, "તારો બોગારી મૂકવા વિચાર ઓહે એટલે ઠાઇ ઠાઇ વાતો કરે છે."

"તમે હામ બીડતા ઓય તો મારી કાં ના છે," ભીમભાઇએ ભૂરકી નાખી.

મોનભાઇ બોલ્યા, "આપણે તો ખહી રેવાના."

કુંથડજીએ કહ્યું, "મારૂં અવે કામ ની."

દાજીભાઈએ દમ ખેંચ્યો અને બોલ્યા, "એને બેઠો કરવા તીઆરે હું કામ દોડી આવેલા?"

ભીમભાઇ ટાઢક વાળવા બોલ્યા, "ઓહે."

દાડાનો વિચાર માંડી વાળી બધા છૂટા પડયા. નિર્મળાને આ વાતની ખબર તરત મળી ગઇ. હાથમાં લીધેલું કામ પાર પડયું ધારી તે મલકાઇ. બૈરાંઓ ધારે તો શું ન કરી શકે! આ યુગ સ્ત્રીઓનો છે. ઘરને ખુણે તેમને હવે બેસી રહેવું પાલવે એમ નથી. બેસવાનું હતું ત્યારે બહુ બેઠાં; હવે કમર કસ્યે છૂટકો નથી. સ્ત્રીઓની અધોગતિની હવે અવધ પૂરી થઇ છે. સમાજની ભઠ્ઠીમાં ખાખ થવા કરતાં આત્મોલ્લાસ અનુભવવા બહાર પડવું જોઇએ.

રતુ આવી પસ્તાયો. શાન્તિની વાત સાચી પડી. શુકનઅપશુકનમાં એ ન્હોતો માનતો. આવું કોઇ વેળા બની જાય છે ત્યારે વ્હેમ ભરાઇ જાય. મનુષ્યોના વ્હેમો તો કેં અજબ!

નિર્મળા બાગમાં ચેતનની ચીનગારી મૂકી ચાલી આવી.

(૭)

રતુ વીલે મ્હોંએ કોલેજમાં પાછો આવ્યો. શાન્તિ સતાવશે એ વાત તે જરા યે ભૂલ્યો ન્હોતો. તેની સાથે કેમ વાત કરવી તે એણે આગળથી ગોઠવી રાખ્યું હતું. કોલેજ પહોંચતાં જ શાન્તિએ પૂછ્યું, "કેમ, જમી ટાઢો પડયો કે ની ?"

"ઠીક છે."

"તાલ ની આવ્યો ?"

"દાડો થયલો જ ની એટલે તાલની વાત જ રહી કયાં ?"

"કેમ ?"

"એ તો પેલી તારી હગલી આમમાં નિર્મળી છાંટવા આવેલી. તેણે બધું કમઠાણ તોડી પાડયું. ડાહલાઓ તો ડઘાઈ જ ગયા."

"તું કયાં નો'તો ડઘાયો ?"

"કયારે ?"

"તમાચો યાદ આવે છે ?"

"તમાચો કેવો ને વાત કેવી !"

"સફાઈ રેવા દે. મને બધી ખબર છે. પૂછાવું રમેશ હોડે ?"

"અવ તું કેટલાં પાણીમાં છે તે હું યે જાણું છું. પૂછાવું નંઈ—"

"પૂછાવજે ને ?"

"તારી પોલ બધી જાણી લાવ્યો છું. જોઉં, અવે મને ચિડવજે."

"કાકીની વાત નથી જાણવી ?"

"હાંક પીછોડા રેવા દે. મને બધી મળી છે. તારી ગોળગોળ વાત મારે નથી જોઈતી. તું પેલીને તેડતો કેમ નથી ? પરણેલો હું જખ મારવા ?"

"ચાલ, લાંબી ટુંકી રેવા દે. એમાં કૈં સાર ની કાડહે. અલ્યા, હાડો અટકયો કેમ તે તો કે' ?"

"તારે માથેનો ખરો કે નહિ ? વાત કેમ ઉડાવે છે ?"

"એ વાતની અત્યારે ચિંતા કરવા બેસીએ તો ભણુતરમાં ભલીવાર ની રેય. એ ત્યાં કયાંથી આવી પોંચી ?"

"ભટકવા આવેલી ઓહે; મણુકીને તાં—"

"તે ભલું એનું તાં ટટ્ટુ ચાયલું."

"સા—છે તો જબરી; કોઈના ભોગ લાગવાના છે."

"લાગશે ત્યારની વાત ત્યારે, તેં તો સ્વાદ ચાખ્યો ને ?"

"જો પાછો—"

"ભૂલ થઈ."

"વ્યવસ્થાશક્તિ તો એની જ કેવડાવે !"

"ડાહ્યલાઓ કૈં માની ગીયા ?"

"બૈરાં જોડે ટક્કર ઝીલવામાં ઘીસ ખાય તો અવતાર ખરો થઈ જાય."

"સા—ઓએ ચેં કે ચૂં કર્યું નથી."

"અને એ રોકાયું તે એક વાતે ઠીક થયું; બીજા એ જોઈ નહિ કરે."

"લોકો સુધારાની યોજના કરી રહ્યા છે ત્યાં આપણી કોમમાં એટલું યે ન થાય એ તો શરમાવા જેવું; ખરૂં ને ?"

"હાસ્તો."

"અને આપણી વરણ તો છેલ્લામાં છેલ્લી."

"મનસ્વી !"

"જોઇએ તેવી."

"સુધરવાને બદલે બગડતી જ ચાલી. એ બગાડમાં તું પાછો વધારો કરતો જાય."

"ફાટયો કે ?"

"ચાલ, તેરીમેરી ચૂપ."

"મેં કૈંક પૃથક્કરણ કર્યું છે. તે સાચું છે એમ મારૂં કહેવું નથી. પરંતુ ક્રમ એવો જ છે. છોકરીવાળા કહે છે કે સુધારો થવો જોઈએ. સુધારાની કોઇ સમાજ સ્થપાય કે સભાસદોમાં મોટી સંખ્યા જુઓ તો પોરીવાળાની; પોયરીવાળા કેટલા ?"

"પોયરાંવાળા તો પરાયું પોતાનું માનનારાને !"

"તેમની માન્યતા તો પોરીવાળા જેટલું કમાય તે બધું તેમને માટે જ; જાણે પોરીવાળાને તો કોઇ પોષવાનાં જ ની હોય !"

"જાનમમાં જાય એ ન્યાત."

"મોડી વેલી જાહે."

"હંતાપ ઓછો."

"ત્યારે જ કૈં ઠામ પડી સંસ્કૃતી દાખલ થશે."

"અને અનાવલાનો દાડો ફરશે."

ન્યાતનું ભલું ઇચ્છનારા આમ અનેક પડયા છે. પરંતુ પહેલ કરવાની આવે ત્યાં સૌને ટાઢીઓ તાવ ભરાઈ જાય છે. યૌવનને આંગણે ખેલતા આ બે જુવાનો ન્યાતને સુધરેલી

તેવ ઉત્સુક છે. તેમાં પોતાનો સક્રીય ફાળો આપવા તેઓ તૈયાર નથી. ન્યાત સુધારવાની ધગશ અમલી કાર્ય વિના શમી જશે. ચોમાસાની ગાંડીતૂર નદી ગોડે રિવાજોએ ન્યાતને પાયમાલ કરી નાખી છે. એ રિવાજોને રીતસર વાળ્યા વિના પાયમાલી અટકવાની નથી, અને એની ચાવી—બ્હેનો, તમારે હાથ છે.

× × × ×

શંકરજી સમાધાની માટે ગયલા તે વાતને બહુ વખત થઈ ગયો હતો. મકનજીની ગાં— ક્યારની ઠરતી નો'તી. 'હાથી દરબારે અને દીકરી સાસરે શોભે' એવી માન્યતાવાળા મકનજીએ કૈં ઠેકાણું પડશું હશે તો દેવને દીવો ભરીશ એવો સંકલ્પ કર્યો. પરંતુ માણસને પારખી ગયલા હોવાથી દેવ પરની આસ્થા પણ ઉઠી ગઈ હતી. 'તેવું ઓતે તો શંકરજી લખતે ની' એમ ધઠીક થયું. 'ઓડનું ચોડ કૈં વેતરી ની આવ્યા ઓય તો હારૂં' એવી શંકા યે પડી.

મકનજીનો વિચાર શંકરજીને મળવાનો થયો. 'જાત વિના જાત્રા ની' એમ મકનજી માનતા. 'આમ ફીકર ક્યાં સુધી કર્યા કરવી. વાતનો ખુલાશો તો થઈ જાયં' એમ ધારી વિચાર દઢ કર્યો. દિશાશુકન જોઇ મકનજી નીકળ્યા.

"શંકરજીભાઇ, છો કે ?"

"હા; આવો."

શંકરજીનું મ્હોં લેવાઇ ગયું હતું. મકનજી આમ આવી રહેશે એ એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. વાત કરવા જેવું યે કૈં કરી આવેલા નહિ એટલે એમણે ગલ્લાં તલ્લાં કરવા માંડયાં.

"કેમ, અહીં લગી ?"

"ફરી હું આવ્યા ?"

"એ કાં આથ મૂકવા હેય એવાં છે. તમારાથી કાં અજાણ્યાં છે."

"એ તો હમજ્યા; પણ આવ્યું કેટલે ?"

"હતું તેટલે."

"ગયલા કે ની ?"

"ગયલો; પણ—"

"વાત તો કરો, વાંધો હું છે ?"

"જમહો કની ?"

"જમાહે; પેલી વાત કરી મૂકોને ?"

"કેવા તો રંધાહે; ની તો રેહો ભૂખા."

"શે'રમાં આપદા ની તો; ચાલો, કહી લાખો."

"જમની ને તાં એને મોકલી."

"તેનું હું કામ છે ?"

"વાત માંડીને કહું ને ?"

"ચાલો; પછી—"

"વાત કૈં તાંથી મલી ની એટલે જવાનો વિચાર કર્યો."

"તે તો જઇ આવ્યા; પછી—"

"ખરૂ પૂછો તો એમાં કૈં કેવા જેવું જ નથી."

"તોયે ?"

"બે ઘડી બેહાની; થહે."

"ગયા; પછી—"

"ઠામ દેવા—"

"લાગ્યો કની ?"

"ટાઢો પડચો."

"તે કેય હું ? સીધી વાત કરી કે ની ?"

"કરતો મરે !"

"ત્યારે તમે તાં જઈ કાંદો હું કાયડો ?"

"અથડાઈ આવ્યો તે."

"કૈં હાંભરી તો નથી આવ્યા ને ?"

"નીરે."

"ગીયા તેવા પાછા આયવા હોય એમ તો મારથી ની મનાય. કૈં એ વાત થઈ ઓહે. કઈ લાખો ની."

શંકરજીએ બધી વાત કહી. એ લોકો સાથે તો અદી શેરનાં ઘી ખાધેલાં હોય તે જ વાત કરી શકે. પરમાત્માએ બન્ને સરખે સરખાંને ઠીક જોડી આપ્યાં છે. મકનજીએ કૈં પૂર્વ જન્મે પાપ કર્યાં હશે કે એવાં કહૂતરાં સાથે પાનું પડ્યું. પોરીના ગ્રહ વાંકા હશે કે આવું ઘર મળ્યું. પેટે પોરી નહિ હોય તેને એ વાતની ગમ બહુ ઓછી હોય. બૈરી યે 'છડીછાંટ' એટલે એને કેટલી વીસે સો થાય તે ધ્યાનમાં ન ઉતરે. કોઈ ધનભાગી હોય અને એક કરતાં વધુ પોર્યાં હોય તેના ફોટનું તો પૂછવું જ નહિ. અનાદિલ સંસારશેત્રંજમાં તો પોર્યોવાળાં પાદશાહ ને પોરીવાળાં પેદાં. ન્માતનો જયવારો કયારે, પ્રભુ ? દેવ પોઢેલા હોય ત્યારે એ પૂજે; દેવ ઉઠે ત્યારે તો એમનો પયગમ્બર 'પૈસો.'

મકનજીને વાતનો ગર મળ્યો નહિ એટલે ઘેર આવ્યા. એ વાત અત્યારે છેડવી નહિ એવો તેમણે નિશ્ચય કર્યો. પોર્યો ભણી રહેશે ત્યારે પાછી ચારવશું એમ કરી મન

વાળ્યું. અનાવિલ કોમમાં છોકરીને કોઈએ કૈં આપ્યું ન હોય એ વાત માનવા જેવી નથી. 'કુવામાં હોય તો હવાડામાં આવે' એ વાત સાચી ખરી. પરંતુ પેટે પાટા બાંધીને પૈ આપનારા પડયા છે. જ્યાં કનડગત કરી કલદાર કઢાવવામાં આવે છે ત્યાં તો માગનારા મનથી ઉતરી જાય છે. ટાંકણે કરવું પડે ત્યારે પણ નહિ જેવું મોકલી બેસી રહે. છોકરી નહિ તેડવાની બીક બતાવે તેને પણ નહિ ગણકારે. અનાવલાઓમાં વેવાઈ શોધવો એટલે એક દુશ્મન ઉભો કરવો; અને જમાઈનો જોગ કોની સાથે ખાશે?

મકનજી કૈં વાત લઈ આવ્યા હશે ધારી એમનાં પત્ની પૂછવા આવ્યાં.

"કેમ, હું કરી આયવા."

"કૈં નહિ."

"તે ગયલા કે ની?"

"ગયલા તો ખરા."

"તે કૈં વાત લાયવા ઓહે કની?"

"લાવવાનું ઉતું હું; જાણતા ઉતા."

"થોડી ઘણી?"

"સા— કાડવા હેય એવાં જ કાં છે."

"કોઈ હરમાવે એવાને લઈ ગીઆ ઓતે તો કાંઈ કાડો વરતે."

"હરમનો છાંટો ઓય તો ને!"

"એમ તો કેમ; ફેર પડે."

"તને એટલો બધો ભરોહો દેહું તો તારે જ જવુ'તું ની?"

"મારે શાં—ને હું કામ જવું પડે. તેનો પાદર ની જોવાય તાં લગી હારૂ."

"તીઆરે પૂછવા હું કામ આવી ?"

"મારા મનમાં તો કાડીમારના થઇને ગયલા તે કૈં કરી આયવા ઓહે."

"તે હુતરાં છે હું ?"

"એ વાત અવે—" આ વાકય "બા, એ બા." ની બૂમે એટલેથી અટક્યું.

"હું કેય ?"

"આ બકરી ઘરમાં પેહી ગયલી."

"રાં—ની વાત હાંભરવામાં બારી ઢાંકવાની એ ભૂલી ગયલી; કૈં બગાડયું તો નથી ?"

"ના; નીચે આવની."

"કેમ, હું કામ છે ?"

"કામ તો કૈં ની મલે. ઉપર હું કરે ?"

"એ તો કૈં પૂછવાનું ઉતું તે ઉપર ગયલી; આવતી છું."

"હું પૂછવાનું ?"

"એ બધી તારે પંચાત હું કામ જોઇએ. બે ઘડી પડ આડી."

માદીકરી ટાટ પાથરી આડાં પડયાં.

મકનજીને કૈં ચેન પડયું નહિ. તેમણે થોડીવાર આમતેમ આંટા માર્યા કર્યા. તેમને થાક લાગ્યો એટલે હીંચકે ઝુલવા બેઠા. તે છતાં એમનાં મગજને શાંતિ ન હતી. હીંચકો ખાતાં ખાતાં તેમને ઝોકાં આવવાં માંડયાં. વધુ બેસાય એમ ન લાગ્યું એટલે તકીઓ લઇ માથા નીચે નાખી આડા પડયા.

સૌ દુઃખ ભૂલી નિદ્રાધીન થયાં.

(૮)

બારડોલી સત્યાગ્રહ પછી અનેક નવાં છાપાં નીકળવા માંડયાં. સુરતમાં પણ એક છાપું—સાપ્તાહિક બહાર પડયું. તંત્રી મંડળમાં માણસો ચૂંટીચૂંટીને લેવામાં આવ્યાં હતાં. ઈશ્વરલાલ એ મંડળમાં એક આગળ પડતો માણસ હતો. વિદ્યાપીઠનો એ સ્નાતક હતો. ભાષા પર એને બહુ સારો કાબૂ હતો. કોઇ પણ સભાનો હેવાલ લઇ આવવો હોય તો એનેજ મોકલવામાં આવતો. સભાનો હૂબહૂ હેવાલ એ આપતો. કોઇ સભામાં હાજર રહેવા ન પામ્યું હોય તોયે હેવાલ વાંચી સભામાં ગેરહાજર રહેવાનો તેને પસ્તાવો ન થતો. એ પત્રની ગ્રાહક સંખ્યા જોત જોતામાં વધી ગઇ.

નિર્મળા રહેતી તે મ્હોલ્લામાં એણે મૂકામ કર્યો હતો. એનો સ્વભાવ મળતાવડો હતો એટલે મ્હોલ્લામાં બહુ પ્રિય થઇ પડયો હતો. એની વસ્તી મોડી રાત સુધી રહેતી. દિવસે કામ એટલું આવી પડતું કે લખવાનું બધું કામ તેને રાત્રે જ કરવું પડતું. ગાયનનો શોખ હતો એટલે રાત્રિના શાંત વાતાવરણમાં તે સંગીતના મધુર આલાપનાં આંદોલન પ્રસારી મૂકતો. તેના ઘરમાં તે ‘એકલવાયા પાદશાહ’ જેવો લાગતો. ‘રાત્રિ ભર્યું સુખ દીએ—’ કામના સંતોષ આગળ એ સુખ તે ભૂલી ગયો હતો.

એનો અભ્યાસ તો ચાલૂ જ હતો. વાતાવરણ સમજવાની એની શક્તિ આંકી શકાય એમ ન્હોતી. સો ગરણે ગાળી એ પાણી પીએ એવો હતો. ચાલૂ બનાવોની અનેક ચર્ચા થતી તેમાંથી એ ચાળી બુદ્ધિપૂર્વક જનતા

સમક્ષ રજૂ કરતો. આ કામમાં કોઈ દિ એણે થાપ ખાધી હોય એમ જાણ્યું નથી.

સંસાર સાથે એને ઝાઝી નિસ્બત ન્હોતી. એનું કોઇ સગું ન્હોતું. માબાપ નાનો મૂકી મરી ગયાં હતાં. માસીને ત્યાં રહી એ ઉછર્યો હતો—તે યે દૂરની. અનેક મુશ્કેલી વટાવી એ ભણ્યો. વેલો ચઢતો હોય તો વાડ ઘણીએ મળી રહે છે. લગ્નને એ 'લપ' માનતો. ન પરણવાનું કારણ કૈં એ માન્યતા ન્હોતી. એને કોઈ સંઘરનાર મળ્યો જ ન્હોતો. માબાપ નહિ, મિલ્કત નહિ; તે છતાં ગાંધીમાં ઘસડાઇ જઈ રવડતો થઇ ગયલો. એને છોકરી ન આપવાનાં આ મજબૂત કારણો હતાં. 'રહી ગયો' એમ કોઇ કહેનાર ન હતું અને તેથી એને જરા યે ચિંતા ન્હોતી. "પ્રભુએ દાંત આપ્યા છે તો ચાવણું ગમે ત્યાંથી અપાવશે" એ સૂત્રમાં એની દૃઢ માન્યતા હતી. એને કોઇ દિ એ વાતનાં સાંસાં પડયાં નથી.

નિર્મળાને ત્યાં એ એક દિ પાણી પીવા પેઠો. એમનો પરિચય ત્યાર પછી વધ્યો. કૈં ન આવડે ત્યારે નિર્મળા એને પૂછવા દોડતી. નિર્મળા વારતહેવારે એને આગ્રહ કરી જમવા નોતરતી. તે આનાકાની કરતો છતાં ન છૂટકે તેને જવું પડતું. નિર્મળાને હવે સભાઓમાં જવાની અનુકૂળતા થઈ. માતા અત્યાર સુધી સંગાથના અભાવે એને મોકલતી નહિ. માતા ના કહે તોયે સભાનું નામ સાંભળતાં તે ચાલી જતી.

એક દિ નિર્મળા કૈં સમજવા આવી હતી. ઈશ્વરલાલ સમાલોચના માટે આવેલી ચોપડીનાં પાનાં ફેંદ્યા કરતો

હતો. નિર્મળાએ તેને પૂછ્યું, "તમારે ત્યાં કંઈ ચોપડીઓ બહુ આવે છે ?"

"હા, અભિપ્રાય માટે."

"તે કોઈ દિ વાંચવા તો આપતા નથી."

"માગી ?"

"કહ્યું ?"

"મને શું ખબર કે તમને એમાં ગમ પડતી હશે."

"તમે તો અમારી-બૈરાંઓની કિંમત બહુ ઓછી આંકો."

"આંક ફરે નહિ તેમાં અમારો શું વાંક ? તમારામાં શકિત છે, બુદ્ધિ છે, આવડત છે તો કેમ આગળ પડતાં નથી ?"

"કોઈ પડવા દે ત્યારે ને ?"

"પડવા દે ? આ માન્યતા જ ખોટી ને ! આ સરકારને ક્યારના અહીંથી ચાલી જવાનું કહીએ છીએ. એ ગઈ છે ?"

"સરકારની ક્યાં એમાં વાત આવી ?"

"એ એના જેવી જ. તમે માથું મારીને આગળ ન આવો તેમાં વાંક કોનો ?"

"તમારો-પુરૂષોનો."

"અમારા પર તમારી સત્તા ક્યાં ઓછી છે ? સરકાર કરતાં તમારી સત્તા શું કમ છે ? અનેક ઘેરે જઈ પૂછો: એક જ જવાબ મળશે બૈરીનું ચલણ !"

"એ તો પેલાં ખમીએ તેનો બદલો લઈએ જ ક્ની ! પેલાં ઠેકાણું ની પડ્યું તો પછી ચલણની વાત જ ક્યાં રહી ?"

"એ બધી ધાંધલ તમારી જ ને! તમે ડખલ ઉભું કર્યાં કરો, મરદોને એમાં કૈં લેવા દેવા ની મળે. વાદી તો તમે લખાવો."

"બરવા દેવ એ વાત. કોઇ સારી ચોપડી હોય તો વાંચવા આપજો."

નિર્મળાએ પાસે પડેલી એક ચોપડી જોવા લીધી. તેનું નામ વાંચ્યું, 'કુટિલ કામિની.' તે બોલી, "જોયું, મુ—ચોપડીવારાઓ અમને ઉતારી પાડવા બેઠેલા."

"તમારી કુટિલતા ક્યાં ઓછી છે? કૈં કેટલાનાં ઘર ભંગાવી નાખો."

"એ દુઃખે જ નહિ પરણેલા, કેમ?"

"એ લપ કોણ વળગાડે?"

"સવડ કેટલી?"

"આપદા કેટલી?"

"સરખાવી જુઓ, દાંડી કોની નમે?"

"મને તો એકે નમતું પાસું નહિ લાગે. સવડ શોધીએ તેટલી આપદા ઉભી જ હોય."

"તમે માનો તે ખરૂં. પણ અનુભવ વગરનું કર્યા કરો એ માને કોણ?"

"મારે ક્યાં મનાવવું છે."

"ચાલો, જાઉં છું. ચોપડી અવે આપતા રેજો."

"લઇ જજો."

× × × ×

નિમંળા અનાવિલોમાં ચર્ચાનો વિષય થઇ પડી હતી. નંદુબ્હેનને કાને પણ એ વાત આવી. એક દિવસ તે જમનાબ્હેનને ત્યાં આવી. વાત માંડતાં તેણે કહ્યું, "કેમ, પોરી તો કેં નામ કાડહે હું ?"

"હે હું વરી ?"

"લોકો વાત તો કર્યા કરતા દેહું."

"લોકને લેવા ઓ હું જવાનું."

"તે વાત કરવા જેવું કરો હું કામ ?"

"હું કર્યું ?"

"મારી પાહે બધું કેવડાવે હું કામ ? પોરીનું કેથે અવે કરી લાખ ની તો રેહે લટકતી. કોઇ હુંઘહે ની; હુંઘહે !"

"એ ભાર તમારે હું કામ જોઇએ ?"

"તારી એટલી લાગણી તે કેવા આવી; બીજી કોઇ રાં— તો ની આવી દેહું ?"

"લોકને વાચે તમે ઓ હું લઈ પડો ? પોરીને કેં ની હમજ પડતી ઓહે તે પૂછવા જાય. તેમાં વાત હું ને વગત હું !"

"લોક નકામો ગોરો કાડે અને જગે જાણ્યું કની તો કોઇ છેડે ની બાંધહે."

"તો રેહે; પરણીને તાડાં ઓ હું પડયાં જે ?"

"અલી, તને તો કેં વાતની ફીકર જ ની મરે."

"ભગવાનને ભરોસે—"

"એનું કેં ઠામ ને ઠેકાણું છે કે ? લઇને ચાલતો થહે તીઆરહી જાણુહે."

"માણુહ ઓરખીને તો જરા વાત કરો !"

"ઓરખેલા; કૈં કેટલા કાડી ગયલા."

"કાડી જહે તો; સોભદ્રાનું ઓ અરણુ જ થયલું કની."

"એ તે કયો મોટો દેવ !"

"દેવ જેવો તો છે."

"તારે કયે."

"લોકને જરા પૂછી તો જૂઓ; માણુહ કેવો—દેવ જેવો—કોઇ ના તો કેય."

"તેં વેઠયો ઓય તે ખરો; આ તો વાતનું વતેહર થઇ જાય એમ જાણી મારે શં—ને દોહવું પયડું."

"લોક તો રજનું ગજ કર્યા જ કરે, તેને મોડે કાં આથ દેવા જવાના."

"પૂછવાગાછવા જતી ઓહે તેની વાત તો જાણે હમજયા પણ ઐરાં માણુહને સભા હું ને સભગ્રી હું !"

"પોરીને એટલા બલ્લે આનંદ."

"ની અમે તો મારે તાં મોકલવાની. તાં કૈં એક જાતના લોક આવે."

"એ આપણા વખત વઇ ગીઆ."

"તેમાંજ અવે શં—ના જોઇએ તેટલા ભટવેડા નીકરે ને શં—ને ઠેકાણે પાડતાં નવ નેજાં પડે. કૈં ઓય કે અવેની શં— જાય ચાલી, ની ધણીના કૈવામાં કે ની સાસુની સારવારમાં—મૂકે પહડાકી; પછી અડહેલી પાડે તીઆરે કેય કે શં—નાં તેડે ની, કોણ તેડે !"

"તમે તો કોચરાના આલની વાત કર્યા કરો. આ તો આંધી જુગ; સવરાજ ને સ્વાત—બરી ગીયું બોલતાં બી ની આવડે"

"તેમાં આપણે હું ? અનાવલાનો એમાં કૈં દાડો વરવાનો છે ? ઘરડાવરડા કરી ગયલા તેમ આપણું તો ચાયલા કરવાનું. નકામી લવરી કરવી ખોટી."

"લોકો તો કૈંકૈં વાત કરે. બધું ફેરવાઇ જવાનું; ખરચખુટણ નીકરી જવાના—અલી, એ હાચું બોલે કે ?"

"વાત જવા દે. પેલા 'અનાવલી પોકર' વારા લઇ બેઠલા છે. એને ખબર ની મલે કે એના બાપ એવા કૈં થઇ ગીઆ. તેનું કૈં ની વર્યું તો—"

"અમારી નિર્મળાને ઓ કૈં લખવા કયલું ઉતું."

"બે એક વરહ થીઆં બૈરાંનો રડાકૂટો કાડે તો દેહુ."

"હારૂ કની ? ગન્યાન તો લેય."

"લીધું; મારી રાં—ની ગાં— લેય તે. આ એક મારા ગમીના વકીલને તાંની—પૂછી જોજે ની, ચુલો ફુકાય કે— ને બીજી એક મેતલાની; તેનામાં ઓ હું હકાર છે. આ વખત વરી કોઇ એવાં નવરાં ટણપાં નીકર્યાં બોલે."

નિર્મળા એટલે બહારથી આવી. તેણે નંદુમાસીની ખબર પૂછી અને કહ્યું, "કામ કૈં જોર પર છે."

નંદુબ્હેન બોલ્યાં, "આ તમારા જેવી ભણતરની પૂછડીઓની જ વાત તો."

"તો યે શું ? કો'તો ખરાં."

"આ બધું ચીપી ચીપીને કાંથી બોલતાં હીખી. 'કાગડો મોરનાં પીછાં ખોહીને નાચવા ગયલો તે ચાલ઼ ઓ ભૂલી ગયલો' તેવું થહે."

"લેવ, તમે ઓ ખરાં દેહું; એમાં કાગડા ને મોરની વાત કાં આવી."

"અવે કેવું બોલી!"

"ને તું ભાષણમાં દોડયા કરે તે તાં હું હાંભરી આવે?"

"તમને એમાં ગમ નહિ પડે."

"વાહરે! મારા કરતાં ઘરડી ખરી કની?"

નિર્મળાને ગુસ્સો ચઢયો. એક અસંસ્કારી અનાવલીના બોલે તે મ્હાત થવા નો'તી માગતી. 'બા, હું થોડી વાર રહી ને આવું છું' કહી તે ચાલી ગઈ. નિર્મળાની આ વર્તણુંક જોઈ નંદુબ્હેનનું પાકી આવ્યું. તે બોલ્યાં, "પોરી છેક વઈ જવાની. એને કામ દેતાં હું થાય. રાં— ઘરમાં ચોડાઈ રેની 'ની તો કોમ હણીજો કબૂલ ની કરહે. રાં— થઈને રવડવાનું કેવું!"

"રવડવા નીરે કૈં કામે ગઈ ઓહે."

"કાં લગી હંતાડહો. મારે હું—ચાલો, અવે તો ઉઠું. મારું કયલું જરી ધીઆનમાં રાખજે. હમજાવી પટાવીને અવે પોરીનું કેથું ઠેકાણું પાડ." નંદુબ્હેન કૈં યાદ આવતાં બોલ્યાં, "હં, પછી તાં લખેલું કે?"

"તમે તો કૈં મોડું ની ઘાલો એટલે લખીને હું કરે."

"મને રાં— ને વચ્ચે હું કામ ઓયમા કરે, લખી તો જો. પછી વરી તેવું કૈં લાગહે તો થુક ઉરાડી જોવા. બોલાઈ

કોટી છે એટલે મારૂં મન માનતું નથી. ઓહો! ની તો એમાં હું; એવા તો કૈં કેટલા વોરી લાવું."

"લખી જોવા" કહી જમનાબ્હેને ટુંકે પતાવ્યું.

"ચાલ, આવજે" કહી નંદુબ્હેન પણ ઉઠયાં.

જમનાબ્હેન વાતથી કંટાળ્યાં હતાં. અનાવિલ બૈરાં કંટાળે ત્યારે કંટાળો દૂર કરવા ચાહ મૂકી પીએ છે. જમનાબ્હેને પણ સ્ટવ સળગાવી તૈયારી કરવા માંડી. નિર્મળા એટલે આવી પહોંચી. ચાહ મૂકાય છે એમ તેને લાગ્યું એટલે તેણે કહ્યું, "એક મારૂં રેડજે."

નિર્મળા અને તેની માતા ચાહ પી ભરવા બેઠાં.

( ૯ )

રાત્રિ ભયંકર હતી. કોઇની બહાર નીકળવા હિંમત ચાલે એમ ન્હોતું. તે છતાં એક બાળા હાથમાં લોટો લઇ ચાલી જતી હતી. ગામને પાદરે એક કુવો હતો ત્યાં આગળ આવી તે થોભી. કુવાની પાળપર લોટો મૂકયો અને લુગડું સમાર્યું. વિચાર કર્યો વિના તેણે કુવામાં પડતું મુક્યું. એના પડવાનો અવાજ શાંત વાતાવરણમાં વિલીન થઇ ગયો.

મકનજી અને તેમના પત્ની સવારે ઉઠયાં ત્યારે તેમને બારણાં ઉઘાડાં માલમ પડયાં. પત્નીને પુત્રી કહી ગઇ હતી પરંતુ આંખ મળી જતાં એ વાત વીસરાઈ ગઇ હતી. તેમણે કઠણ હૃદય કરી આ ઘા સહન કરી લીધો. કુવે પડવાનું કારણ તેમને સમજાયું નહિ.

શાન્તિને એણે એક બે પત્ર લખ્યા હતા. શાન્તિ વાંચવાની યે તસ્દી લે એમ ન હતું. તેના ઉત્તર ન મળ્યા એટલે એ અકળાઈ. દુઃખે પાપે દહાડા કહાડવા એનાં કરતાં આ દુનીઆ પરથી ભાર ઓછો કરવો એમ એને લાગ્યું. ગામમાં એક બે છોકરીઓએ એમ કરેલું એટલે એને અમલ કરતાં વાર ન લાગી. પોતાના દુઃખ આગળ માતપિતાને થનારા આઘાતનું દુઃખ એ ભૂલી ગઈ.

સરકારના કાયદામાં આપઘાત કરવો એ ગુન્હો ગણાય છે. આપઘાત કરતાં બચે તે માણસ પર કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવે છે. આપઘાત કરતાં પહેલાં દરેકે તેથી બહુ વિચાર કરી લેવો. અમલ કરવાની ઉતાવળ કોઈએ કરવી નહિ. આપઘાત એટલે આપદાઃ પતી જવાય તો ઠીક, નહિ તો—એ વાત જ જવા દો.

ગામમાં એકાદ બે અદેખવાઓએ છાંટયું કે એમણે જાણી જોઇને પોરીને કુવામાં નાખી. સરકારનાં માણસોનાં કાન પણ એઓ ભંભેરી આવ્યા. કાયદો ને વ્યવસ્થા જાળવનાર એ અફસરો કેટલીક વાર 'કોલસાની દલાલીમાં હાથ કાળા' કરે છે. મકનજીને દમ ભીડાવવાનો તેમણે વિચાર કર્યો. મકનજી ગાંજ્યા જાય એમ ન હતું. એ અફસરોને અવળે અસ્સે મુંડે એમાંના એ હતા. છોકરી જતાં વાત વચકી ગઇ નહિ તો વેવાઇને પણ ઠેકાણે લાવી મૂકે એવા હતા. કામ બધું આટોપાઈ ગયું અને શબને અવલમંજલ પહોંચાડવામાં આવ્યું.

મકનજી અને એમના પત્ની એક દિ બેઠાં હતાં. મકનજીએ વાત ઉપાડી, "તે એકદમ એણે આ શું કર્યું ?"

"કોણ જાણે."

"તમારે કૈં વાત ની થયલી ?"

"નારે; વાત ની ને ચિત ની."

"ત્યારે એને હુજ કેમ પડયું ?"

"કારમાં કયું ઓહે."

"એવો તે કઈ જાતનો કાર."

"હું હમજીએ; પોચ્યું છે, ઓહે."

"નકામી લોક વાત કરે કની ?"

"લોક ગીઆ ઓરીમાં; હું દુખ દેવાના છે ?"

"જો, નકામી રડારોડ કરી ધાંધલ મચાવતી નખે."

"કોઇ આવે મૂકે તે આલે હું."

"આવે તે બેહીને જાય."

"રિવાજ પરમાણે કરવું પડે."

"મારૂં કયલું કયલું કર્યો કરની, ની તો નકામી ગોદા ખાહે."

મકનજીનું કહેલું પત્ની માની જાય એમ હતું. મકનજીને અનેક બાબતોમાં સુધારો દાખલ કરવાની ધગશ હતી. વખત આવ્યે તેઓ ભાગ્યે જ ચૂકતા. બીજાઓને પોતાની ટોળીમાં લેવા યત્ન કરતા. તેઓ સીધા માણસ હતા એટલે કોઇને એ ભયંકર નહિ લાગતા. કોઇની ખટપટમાં બનતાં સુધી ઉતરતા નહિ એટલે ગામમાં એમનું કાપતું બોલનારા બહુ ઓછા હતા.

રડવાકુટવાના દાંભિક રિવાજને એમણે ગામલોકની પરવા કર્યા વિના પોતાને ત્યાંથી જડમૂળથી ઉખેડી નાખ્યો. સૌ બેસી વાતો કરી ચાલ્યા જતા.

× × × ×

મોહનભાઈ ગામમાં મવાલપક્ષના એક આગેવાન હતા. એમને જ્યોતિષમાં બહુ શ્રદ્ધા હતી. એક દિ ગામમાં જ્યોતિષી આવ્યો. સૌના આગ્રહને વશ થઈ એમણે હાથ દેખાડવા માંડયો. જ્યોતિષીએ કહ્યું, "તમને પુત્રનું સુખ છે."

મોહનભાઈ બોલ્યા, "ચુલામાંથી."

"તમારા ભાગ્યમાં લખ્યું છે."

"કાંથી ?"

"એ તો તમે જાણો. જોષ તો કે છે."

કંથડજી એટલામાં બોલી પડયા, "ચડો ત્યારે ઘોડે."

મોહનભાઈને મશ્કરી થતી હોય એમ લાગતાં બોલ્યા, "ઘરડેઘડપણ અવે બરવા દેવની."

"તમારા કરતાં ઘરડા તો કૈં કેટલા પરણી આવ્યા ને પોર્યાંટોર્યાં વારા થઈ ગીઆ."

મોહનભાઈથી બોલી પડાયું, "હોધી લાવો તીઆરે."

કંથડજી અને દાજીભાઈ કહેવા લાગ્યા, "મફત કરાવવા માગો તે કૈં ચાલે હું."

"ડોકા; કાં મરી ગીઓ છું."

કંથડજી અને દાજીભાઈ જમાનાને ઘોળી પી ગયલા હતા. ભલભલાને એમણે છક્કડ ખવડાવેલી હતી. કોઈ પણ ગામમાં એમનો પગ પડે કે લોકો ભડકી ઉઠે. તેમને લાગે કે આ પાછા કૈં કારૂપોરૂ કરવા આવ્યા. મોહનભાઈને માયરે બેસાડવાનું કામ તેમણે માથે લીધું હતું. તે પાર પાડતાં એમને નવ નેજાં પડે એમ નો'તું. પાટા બાંધવાનું કામ તો એમને એવું સરસ આવડે કે ભલભલાં બેજાં ફૂલ થઈ જાય. મોહનભાઈનું ચોકઠું એમણે બેલાજોતામાં ગોઠવી કાઢયું.

નિર્મળાને આ વાતની ખબર તેની સખીએ મોકલી. તે ઈશ્વરલાલ પાસે દોડી ગઈ. એમના છાપાનાં આવતા અંકમાં એક નોંધ એ લગ્ન માટે લખવા કહી. ઇશ્વરલાલે કબૂલ્યું એટલે નિર્મળા મોહનભાઇની મોકાણ માંડવા ચાલી નીકળી.

ગામલોકોને પણ મોહનભાઈનું આ પગલું યોગ્ય લાગ્યું નહિ. આ કામમાં તેમનો સહકાર મોહનભાઈને મળે એમ હતું જ નહિ. કંથડજી અને હાજીભાઈની હિંમતે એમણે તૈયારી કરી હતી.

નિર્મળા ગામમાં દેખાવા માંડી એટલે લોકોને વ્હેમ પડવા માંડયો. આ પાછી કૈં ધાંધલ કરવા આવી હશે એમ ઘણાએ કલ્પના કરી લીધી. વાત સાચી યે હતી. આજે એ આપ બળે નો'તી ઝુઝવાની; ઈશ્વરલાલની અક્કલ એને ખપ લાગવાની હતી.

નિર્મળાએ મોહનભાઈના વિવાહ કયાં જોડાયા છે તેની તપાસ કરી. છોકરીનું કોઇ દૂરનું સગું હોય તે શોધી કાઢવા કેટલાકને નોંધ્યું. આ કામ સમેટતાં એને વાર લાગી નહિ. એ દિશામાં એને જે કરવાનું હતું તે એણે કરી લીધું.

નોંધ છપાઈ ગઈ. નિર્મળા આ વેળા જાતે મોહનભાઈને સમજાવવા ગઈ. એકલી નહિ—સાથે એની સખી પણ હતી. ઘરમાં પેસતાં તેણે પૂછ્યું,

"મોનભાઇ, છો કે ?"

"કોણ રે, પોચી !"

"એ તો અમે; કેમ, બેઠા."

"બોલ્વે, મારું શું કામ પડયું !";

"તમે આ હું માંડી બેઠા."

"નસિબ અજમાવું છું; જોષ ખરૂં પાડું છું."

"અજમાવ્યાં; લોકની પોરીને હું કામ ગરદન મારો."

મોહનભાઇનો પિત્તો ખસી ગયો. તે બોલ્યા,

"નીકરો મારી હાહુનાં; મને ભણાવવા આવ્યાં!"

નિર્મળા અને તેની સખી ત્યાંથી ચાલી ગયાં. ગામનાં છોકરાં તેમણે એકઠાં કરવા માંડયાં. તેમને ગાવા માટે એક જોડકણું તૈયાર કરી આપ્યુંઃ

ઘોડે ચડે રે, ઘોડે ચડે,
મોનજી ડોસા ઘોડે ચડે.
ધરડી ઘોડી ને લાલ લગામ,
લોક વખોડે એનું કામ.
દીકરી જેવી વહુ લાવે,
તેને એ શું મન ભાવે?
દાંત ગયા, આવ્યાં પળીઆં,
ગાત્રો તો સર્વે ગળીઆં.
પરણો નહિ, ભગવાન ભજો,
માળા લઈ કેં જાપ જપો.

× × × ×

મહાલગ્ન એ પાપ છે, માનો ડોસા, મોનજી;
દેવાળું કાં બુદ્ધિનું કાઢો, રેં'વા દો એ વાતજી.

તેમને મોહનભાઇને ઘેર મોકલ્યાં અને ત્યાં જઈ જોરથી લલકારવા કહ્યું.

છોકરાં ત્યાં પહોંચ્યાં અને અડધું ગાયું ન ગાયું એટલામાં તો મોહનભાઇએ તેમને હાંકી કાઢયાં.

લગ્નની તૈયારી ચાલી રહી હતી. શાંતેક થાય તે પહેલાં તો મોહનભાઇને કોર્ટમાંથી મનાઇ નોટિસ મળી ચૂકી. સૌનાં મ્હોં પર મેશ ફરી વળી.

મોહનભાઈ બોલ્યા, "ખરી દેહું !"

કંથડજીએ કચવાઈને કહ્યું, "એ કારદાહીઆણુનું નામ જવાદો ને."

હાજીભાઈને વાત ન ગમી એટલે "એ જ તો; બીજું કરવાની—" કહી અટકી ગયા.

(૧૦)

ઇશ્વરલાલના સંસર્ગથી નિર્મળા રાષ્ટ્રવાદી બની હતી. વિલાયતી વસ્ત્રોને ત્યજી તેણે ખાદી પહેરવા માંડી હતી. દેશની મુક્તિ અર્થે કરવામાં આવતા અનેક પ્રયત્નોમાં તે રસ લેતી. ઇશ્વરલાલ જોડે એ ગૂઢ પ્રશ્નોની ચર્ચા કરતી.

નિર્મળાએ કેટલેક વખત થયાં સાયકલ શીખવા માંડી હતી. ઈશ્વરલાલ સાથે તે રોજ સવારે વ્હેલી ઉઠી લાઈન્સમાં જતી. નંદુબ્હેનને આ વાતની ખબર પડેલી એટલે એક દિ જતાંજતાં કહી ગયલાં 'લેત્તો કે ચાલ્યો જાહે ત્યારે આં—ડાબીને રેહે. લઈ તો તેજ છેકેલો છે.' જમનાબ્હેને તેને ગણુકારી ન્હોતી.

સાબરમતીનો સંત સરકાર સામે મોરચા માંડવાની તૈયારી કરી રહ્યો હતો. સરકારને ચેતવણી અપાઇ ચૂકી હતી. અધીર વટે તેની રાહ જોવાતી હતી. અનેક જગ્યાએ ભાષણો થઇ રહ્યાં હતાં. મહાદેવભાઈ સુરત આવ્યા અને રંગ આવ્યો. નિર્મળાને આ લડતમાં જોડાવાની તાલાવેલી લાગી.

રાત્રે ભાષણમાંથી ઘેર ગઇ ત્યારે, તેણે વાત કાઢી, "બા, હું તો જઈશ."

"ક્યાં, બેન ?"

"લશ્કરમાં."

"ક્યાં !"

"ગાંધીજીના."

"તારાથી ની જવાય."

"ઇશ્વરલાલ જવાના છે."

"તેમાં આપણે શું ?"

"બૈરાં પણ જવાનાં છે."

"ગાંડીરે ગાંડી; તું તાં જઈ શું કરવાની ?"

"મીઠું પકવીશ."

"પકડીને જેલમાં ગોચી ઘાલશે."

"તારે ખવડાવવું ઓછું."

"મરી રેને."

"તને નથી ગાંઠવાની; હું તો જઇશ."

"પડ ચુલામાં."

નિર્મળાએ આને સંમતિ માની લીધી. 'શૂર સંગ્રામકો દેખ ભાગે નહિ' ગાતી ગાતી તે ચાલી ગઇ.

× × × ×

સૌનું ધ્યાન ગુજરાતનું પાટનગર–અમદાવાદ ખેંચી રહ્યું હતું. સાબરમતીને તીરે સરકારની સત્તાને ઘોળી પી જનાર અવધૂત ઉંચોનીચો થઇ રહ્યો હતો. એના પાયદળને દાંડીના દરીઆ કિનારે લઈ જવા તે એકપગે થઇ રહ્યો હતો.

એ દિવસ આવી પહોંચ્યો. અમદાવાદમાં અનેક જગ્યાએથી માણસોનાં ટોળેટોળાં નિઃશસ્ત્ર સૈનિકોની કૂચ જોવા ભેગાં થયાં હતાં. ભારતનો એ ભવ્ય ડોસો અમદાવાદ પાછા ન ફરવાની દૃઢ પ્રતિજ્ઞા લઈ નીકળી પડવાનો હતો. પ્રાતઃકાળની એ તૈયારીનું દૃશ્ય નજર ઠારે એવું હતું. રાષ્ટ્રગીતની ધૂન મચવતું સરઘસ મેદાને પડયું. સરકાર ભાનભૂલી થઈ ગઈ.

ઈશ્વરલાલ કૂચનો હેવાલ લેવા અમદાવાદ ઉપડયો હતો. તે આવ્યો એટલે નિર્મળા તેને પૂછવા દોડી ગઈ, "એકલા એકલા જોઈ આવ્યાને ?"

"હાસ્તો."

"જોવાની મઝા પડી હશે ?

"ખૂબ."

"વાત તો કરો."

"વાંચી લેજે."

"તમે શું વિચાર કર્યો ?"

"શાનો ?"

"દાંડી જવાના કે નહિ ?"

"ગાંધીજી સુરત આવે પછી વાત."

"ગભરાવ છો, કેમ ?"

"મારે ગભરાવાનું કંઈ કારણ નથી."

"ત્યારે રાહ કેમ જુઓ છો ?"

"તમારૂં કેમ છે ?"

"તમે જતા હો તો હું આવું."

"બા નહિ આવવા દે."

"પૂછી લીધું છે."

"હા કહ્યું !"

"અવિનય ભંગ."

"વાર છે."

"તમારે એ વિચાર કરવો પડે. અવટાઈ જઈશ તો યે મારા વિના શું અટકી પડવાનું છે."

"અડચણો બહુ નડશે."

"સિતાને ક્યાં નહી હતી ?"

"એ તો પતિ પાછળ જવાની હતી."

"હું તમારી પાછળ આવીશ."

"હું ક્યાં તમારો પતિ છું ?"

"થઇ શકો છો."

નિર્મળાએ ઈશ્વરલાલને આમ ચૂપ કરી નાખ્યો. તે કૈં ન બોલ્યો એટલે નિર્મળાએ પૂછ્યું, "કેમ, બોલો ને ?"

"એ તારા હાથની વાત નથી. મેં યે કૈં વિચાર કર્યો નથી."

"કરી શકો છો."

"એ બોલી નાખવા જેટલું સ્હેલું નથી."

"સ્હેલું કરી આપું તો—?"

"ખોટી આશામાં તણાવાની જરૂર નથી."

"કોલ આપું; પછી—"

"પછી થઇ રહેશે. એ વાતમાં વખત બગાડવાનો આ સમય નથી. ભવિષ્યમાં વિચાર કરી જોઈશ."

"હું યે ક્યાં કહું છું કે અત્યારે—"

"એ છેડવાની જરૂર ન્હોતી."

"સિતા પતિ પાછળ ગયાં એમ તમે કહ્યું એટલે મારે કહેવું પડયું."

"વાત ખોટી છે ?"

"ખરી; પતિ એટલે ચોકીદાર—આપણી ન્યાતમાં એવું ક્યાં નથી ?"

"સાચું કહ્યું. તેં ત્યારે નક્કી કર્યું ?"

"મશ્કરી નથી."

"હું યે ત્યારે આવીશ."

"મેં તો બાને ક્યારનું કહી દીધું છે કે ઇશ્વરલાલ જવાના છે એટલે હું યે જઈશ."

"જુઠું બોલવાનું શું કારણ ?"

"બા માને નહિ એટલે એમ કહ્યું."

"તને તો પહોંચાય એમ નથી."

"તમે ક્યાં હાથમાં આવો એમ છો."

"રેવું પડે, નહિ તો ઘીસ ખાઇએ."

"છાપાંવાળા ઝલાય નહિ તો."

નિર્મળા અને ઇશ્વરલાલે દાંડી જવાનો નિશ્ચય કર્યો. સત્યાગ્રહ સૈન્યમાં તેઓ જોડાઇ જવાનાં હતાં. પરિણામનો તેમણે વિચાર કરી લીધો હતો. ખુવાર થવાય તેની પણ તેમને દરકાર ન હતી. ખપી જવાય તોયે ડરવું નહિ એવો તેમણે સંકલ્પ કર્યો. તેમણે સેનાની નામાવલીમાં પોતાનાં નામો નોંધાવ્યાં.

ઇશ્વરલાલે કહ્યું, "ચલો જીતવા—"

નિર્મળા બોલી પડી "હું તૈયાર."

(૧૧)

મગનલાલનું હુલામણું નામ નાથુભાઈ હતું. શાન્તિ શંઠયો એટલે અનેક પૂછતાં દોડશે એમ એમને લાગતું હતું. પરંતુ એમને ત્યાં કોઇ ફરકયું નહિ. ગંગાબ્હેનના ગભરાટનો પાર ન હતો. એમની લુલી લટપટ થવા માંડી, "શાં—નાં જાતાં દોડયા કરે તે આંખે ની દેખાતું ઓહે. મારા પોર્યાં જેવા પોર્યાં કાંથી લાવે. ની મલતાને તાં લાખી આવ્યા કરે તે ફુટી ગયલી હું." ગંગાહેબ્હેન આમ વરાળ કાઢયા કરતાં.

મગનલાલ તેમને તાઢાં પાડયા કરતા અને કહેતા, "ભણી રેહે તીઆરહી કોઇ ઓ દોડતો આવહે. આપણે તે વારે માંગતા ની ભૂલીએ"

× × × ×

રતુ પરિક્ષામાં નાપાસ થયો. તેને ગામ જવું ઠીક ન લાગ્યું. ગાંધીજી સુરત આવે ત્યારે તેમની પાછળ પાછળ પગપાળે ચાલ્યા જવું એવો તેણે મનસુબો કર્યો.

કંથડજીને કોઇએ પૂછયું કે રતુ હજી કેમ ન આવ્યો ત્યારે તે બોલ્યા, "સા—ને ભણવાનું દરદર એટલે કારૂ કરી ગીઓ. મેનત કરતાં માં—માં ચચરે એટલે મૂકીને નાઠો."

× × × ×

ભીમભાઇની પાછળ હવે કોઇ પોક મૂકે એમ હતું નહિ. ભવિષ્યમાં પ્રજાની તેમને આશા યે ન હતી. મિલ્કતનો તેમણે વગ કર્યો અને વીલ કર્યું. ધર્માદા યે કેટલુંક આપ્યું.

× × × ×

મોહનભાઈ હૃદય બંધ પડી જવાથી દેવલોક પામ્યા. તેમની પાસે પૂંજી કૈં ન નીકળી. માગનારા રહી ઉઠયા. હાજીભાઈની દશા બેઠી હતી. તેમની સંભાળ કોઈ રાખે એમ ન હતું. પ્રભુ પાસે હાથ જોડી તે મૃત્યુ માગી રહ્યા હતા.

× × ×

શંકરજી અને નંદુબ્હેનને કૈં ચિંતા ન હતી. એકનો એક છોકરો હતો તેટલો ઠેકાણે પડી ગયો હતો. સુરતમાંજ તેને નોકરી મળી હતી એટલે કંઈ વાતે આપદા ન હતી. નિર્મળા નીકળી જવાની છે એ વાતની પાછી એમને ખબર પડી એટલે એ દોડતાં આવ્યાં અને કહેવા લાગ્યાં, "મારૂ કયલું આયવું કની ? લે, લેતી જા. લઈને ચાયલો જવાનો, પરવારી કની ?"

જમનાબ્હેન કંઇ બોલ્યાં નહિ એટલે એમણે તો ચલાવ્યું, "તું કરવા હું બેઠી ! ન્યાત–જાતમાં રેવું છે કે ની ? પોરીને ઘાલ ઘરમાં-તારૂ મારીને."

"તમને મારે માટે આટલી બધી લાગણી છે તે મારથી કાં અજાણ્યું છે આ વાતમાં આપણે મોઢું ઘાલવા જેવું નથી. પોયાંને ફાવે તેમ કરે."

"ફાવે તેમ કરવામાં જ પોરીઓ આથથી જવા માંડી, કંઇ કેટલી ઘેર બેઠી."

"એને કાં ઘેર બેહવાનું છે ?"

"રવડતી લાખીને કેથો ચાયલો જહે ત્યારે રડતાં પાર નથી આવવાનો. અમણાં તો હારૂ લાગે. તારા મનમાં ઠીક છે; મફતીઓ મયલો."

'તેમ્બા ભરૂસ્તો.'

'તને હવે કેવાનું જ પાણી મૂકું.'

'મૂકોની.'

"જબર કામની એ હાયપીટ મારે હું કામ જોઇએ" કેતાં નંદુબ્હેન નિરાશ થઇ ચાલી ગયાં.

× × ×

મકનજીને કૈ સંતાન ન રહ્યું એટલે બેનના છોકરાને એમણે દત્તક લીધો. તેને પોતાને ત્યાં રાખી ભણાવવા માંડયો. બેન રાંડેલાં હતાં એટલે મા દિકરો એમને ત્યાં જ રહેતાં.

× × ×

જમનાબ્હેને ઇશ્વરલાલને બોલાવ્યો. તે આવ્યો અને પૂછયું,

"કેમ શું કામ છે?"

"તમે આને હું રીહાંગણ લગાડયું?"

"ના, મેં તો કૈં કહ્યું નથી!"

"એતો તમારૂં નામ દે છે," કહી એમણે બૂમ મારી, "નિર્મળા, ઓરાવ તો."

તે આવી એટલે કહ્યું, "છેતરપીંડી કરવા માંડી કે?"

"પૂછની; જવાના છે."

"ઇશ્વરલાલ, ખરૂં કે?"

"છાપાને અંગે મારે તો જવું પડે."

"લે હાંભડ્યું."

"બા, એ જુઠ્ઠા છે." ઇશ્વરલાલ તરફ નજર કડક કરી તે બોલી, "બાવ મારા સમ જોઈએ."

"હું જવાનો છું. એને આવવા દો તો તમને કૈં વાંધો છે. હું આવીશ ત્યારે પાછો લેતો આવીશ. જરૂર પડે તો મારે ત્યાં જોડાઇ જવું પણ પડે."

"નથી ગાંઠતી એટલે તમને સોંપુ છું."

"ભરોસો છે?"

"મશ્કરી હું કામ કરો; તમારો કયારે અણુવિશ્વાસ કર્યો. નહિ તો એકલી આવવા હું કામ દઉં."

"લઈ જઇશ; વખત આવ્યે પૂરી નહિ જતાં."

"ઠીક."

ઇશ્વરલાલને નિર્મળાની વાતમાં બહુ તથ્ય ન લાગેલું એટલે જમનાબ્હેનને બાંધી લઇ કબૂલાત લઈ લીધી.

ગાંધીજીનો મુકામ છાપરાભાઠા હતો. અસંખ્ય લોકો તેમની મુલાકાતે ત્યાં જતા હતા. રાત્રે તેમને સુરત આવવાનું હતું. એ જંગી સરઘસે સુરતના રસ્તા ભરાઈ ગયા હતા. લોકો–દર્શનાતુર લોકો એકી નજરે જોઇ રહ્યા હતા.

નિર્મળા માતાને આગ્રહ કરી રહી હતી, "બા, ચાલની."

"ગીરદીમાં મને રાં–ને હું કામ લઇ જવાની."

"ઇશ્વરલાલ નીરાંતની જગ્યાએ બેહાડહે."

"મને કૈં હમજ ની પડહે."

"હમજાય તેવું બોલે છે; ની તો દર્શન તો થહે."

નિર્મળા એકની બે ન થઈ એટલે જમનાબ્હેને જવા કબૂલ્યું. નિર્મળા, જમનાબ્હેન અને ઇશ્વરલાલ સાતેકને સુમારે ડક્કા ઓવારે જવા નીકળ્યાં.

ડક્કા ઓવારો આજ ભર્યોભર્યો ગાજતો હતો. સુરતમાં આવી મેદની આ પહેલી જ કદાચ હશે. દૂર દૂરનાં ગામોથી તાપી તીરે માણુસો આવી ગોઠવાઇ ગયાં હતાં. મહાત્માજીના દર્શન માટે તેઓ અધીરાં થઈ રહ્યાં હતાં. તેમને આવવાને રસ્તે અનેક દર્શનઘેલાં ઉભાં હતાં. પરંતુ તેમણે સૌને થાપ આપી. તે એવા ચુપચૂપ આવી બેસી ગયા કે બહુ ઓછાને ખબર પડી. એમનો મ્હોંપડયો બોલ ઝીલવા એ મેદની શાંત થઇ ગઇ. સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણુ તો બહુ સારૂં કહેવાય.

ઇશ્વરલાલે નિર્મળા અને તેની માતાને સારી જગ્યા જોઇ બેસાડયાં. તેમનાથી કાનેપડયો બોલ સંભળાય એમ હતું.

ઇશ્વરલાલે કેશવ શેઠનું 'રણુગીત' ગાઈ સભાનું ખાતા-મુહૂર્ત કર્યું:

શૂરાના સંગ્રામ:
મોરચે નહિ કાયરનું કામ:
રણે તો શૂરાના સંગ્રામ:
ધુમધડાકે ઘન વરસે, સૂસવતા વાય સમીર;
ભીષણુ ઘોરે ધરતી ડોરે તાતાં વીજલતીર:
મેરૂ પણુ અડોલ આડે જામ:
મોરચે નહિ કાયરનું કામ:
—રણે તો.

સાગર ખૂંદવે પ્રચન્ડ વમળે ઉછળે પ્રલયનીર;
જીવનતરસ્યાં જળચર ફેરે, પણ દીપકદાંડી સ્થિર !
મર્દના મરજીવા વિશ્રામ;
મોરચે નહિ કાયરનું કામઃ
—રણે તો.

વજ્રકછોટે ખડા ખડકશા બખ્તરિયા રણધીર;
દમનશાહી કૂડે, "નમન કરો" તવ વીર વધેરે શિર !
વરે શિવપદ કે મુક્ત ધામઃ
ધન્ય એ સૈનિકના સંગ્રામઃ
—શૂરાના.

ગાંધીજી એક મિનિટ પણ નકામી જવા ન્હોતી દેતા. માચડે બેઠાબેઠા પણ તે કાંત્યા કરતા હતા. એમનો નાજુક હાથ હલાવી બધાંને બેસી જવા અને મૌન સેવવા સૂચવતા હતા. એમનું ભાષણ સૌએ રસપૂર્વક સાંભળ્યું. લોકો પૈસાની થેલી ભરી લડત લડવા માટે ગાંધીજીને આપવા આવ્યા હતા. કતારગામવાળાં અંબાબ્હેન—સુધારક મંડળવાળા પરાગજી રણછોડજીના ધર્મપત્નીએ એકસો એકાવન આપ્યા.

જમનાબ્હેનને રસ પડયો. "ની આવી ઓત તો અવતાર એરે જતે" એમ થયું. "બરી ગીયું હારૂ દેહુ" એમ તેનાથી બોલાઈ ગયું.

રાત્રે અગીઆર વાગે એ મેદની વીખેરાઈ. નિર્મળા અને તેની માતા ઇશ્વરલાલ સાથે ઘેર ગયાં. તેમને આ રાત ઉંઘવાનું ન હતું. સવારે તો તેઓ ચાલી નીકળવાનાં હતાં.

સુરત શહેરના કેટલાક રસ્તોઓ વટાવી ગાંધીજી ડીંડોલી કૂચ કરી જવાના હતા. તે રસ્તાઓ આસોપાલવનાં તોરણો વડે શણગારવામાં આવ્યા હતા. એ નીકળ્યા એટલે થોકબંધ લોકો એમને વળાવવા ગયા.

ઈશ્વરલાલ અને નિર્મળા ગોપીપરા મેઇન રોડ પર એ સરઘસ આવ્યું ત્યારે તેમાં જોડાઇ ગયાં.

ગાંધીજી અને તેમના સૈનિકો દૃષ્ટિમર્યાદા વટાવી ગયા કે લોકો મોડા પડેલાને "એ જાય–" કહેતા છૂટા પડયા.





સૌ. શાન્તાગૌરી કલ્યાણરાય દેશાઈ (વડોદરા.)

( માનદ તંત્રી–મહિલા અંક : ૧૯૩૦ )

# મણી-મોહન.

(૧)

ડીસેમ્બર માસ ચાલતો હતો. નાતાલની રજાઓ આવી પહોંચી હતી. વિદ્યાર્થીઓમાં પોતપોતાને ઘેર જવાની વાત ચર્ચાઇ રહી હતી. રતુ અને મોહન પણ એજ વાતમાં ગુંથાયા હતા.

"આ વખત તો તારે આવવું જ પડશે."

"રજા તો પડવા દે. પછી સૌ થઇ રહેશે."

"તે કંઇ ચાલવાનું નથી. તારા કેટલાએ વાયદા ગયા. તું કાંઇ નહિ તો કાંઇ બ્હાનું કાઢતો. આ વખત તો નહિ મૂકું. તારે આવ્યા વિના ચાલવાનું જ નથી."

"હું જોઇશ. અત્યારે એ ધાંધલ શી ? રજા પડશે ત્યારે ચોકક્સ નિર્ણય કરીશું."

"તને હું ઓળખું છું. તેં કેટલીએ થાપ આપી."

"તારૂં ડહાપણુ રહેવા દે. આજ બાગમાં સંગીત છે. આવવું છે કે નહિ? રોજ મોડું થતું તો અકળાતો. આજ કેમ ભુલ્યો?"

"બહુ સાંભળ્યું. તને લઇ જવાની તાલાવેલીમાં સંગીતના સુરો યે બેસુરા લાગે છે. મને તો તને લઇ જવાનું જ તાન લાગ્યું છે?"

"હું એને તાન નહિ કહું. એ તો ઘેલછા. તત્ત્વચિંતકો તને ગાંડો જ લેખે."

"તારા તત્ત્વજ્ઞાનમાં મને શ્રધ્ધા નથી. તારા 'એરીસ્ટોટલ'ના સિદ્ધાંત તારી પાસે રહેવા દે. તું આવશે કે નહિ તે જ મને કહે. તારી પાસે આજ કબુલાત લેવી છે."

"હું નહિ બંધાઉં. ફવાશે તો આવીશ એટલું જ કહું છું."

"બસ; એ જ ને?"

"ત્યારે શું?"

"આવીશ એમ મારે કહેવડાવવું છે. આ છેલ્લી જ વિનંતિ છે; આવીશ?"

મોહન વિચારમાં પડયો. તેના મનમાં ગડમથલ થવા માંડી. આખરનો નિર્ણય તેણે કરી લીધો. તે બોલ્યો, "આવીશ."

રતુને સંતોષ થયો. તે સ્હેજ હસ્યો.

રતુ અને મોહન બંને મિત્રો હતા. હૃદય તેમનાં મળેલાં હતાં. કોલેજમાં પહેલા વર્ષથી સાથે હતા. વડોદરા કોલેજમાં તેઓ અભ્યાસ કરતા હતા. બી.એ.ના પહેલા

વર્ષમાં તેઓ હતા. રતુએ ઈતિહાસ અને અર્થશાસ્ત્રનો વિષય લીધો હતો. મોહને 'તત્ત્વજ્ઞાન' (Philosophy) લીધું હતું.

કેટલોક વખત થયાં રતુ મોહનને પોતાને ગામ લઈ જવાની માથાકુટ કરતો હતો. મોહન એકનો બે ન થતો. આજ સુધી રતુને તેણે ઉડાઉ જવાબ આપ્યા હતા. હવે તે બંધાયો. મોહનની કબૂલાત રતુએ લીધી તે આપણે જોયું.

બંનેને સંગીતનો શોખ હતો. કોલેજ પાસેના બાગમાં દેશી સંગીત અમુક દિવસે ચાલતું. બંને સાથે સાંભળવા જતા. મોહનને લઈ જવાની ધૂનમાં રતુ આજ જવાનું વિસર્યો હતો. મોહને કબૂલાત આપ્યા પછી બંને બાગમાં ગયા. સંગીતના મધુર આલાપ ચાલી રહ્યા હતા.

બી.એ.નું પહેલું વર્ષ એટલે વાંચવાનું નહિ. તે વર્ષે ચોપડીઓ પણ ભાગ્યે જ ખરીદાય છે. મોજશોખનું એ વર્ષ ગણાય છે. વિદ્યાર્થીઓનાં મગજનો ભાર ઓછો કરવા એ વર્ષ રાખેલું કહેવાય છે. રતુ અને મોહન પણ એમ માનતા. સંગીત સાંભળી આવ્યા પછી તેમણે ભોજન કર્યું. ગપ્પાં મારી તેઓ સુઈ ગયા.

સવાર પડ્યું. બંને ટેનીસ કોર્ટ ઉપર પહોંચ્યા. સૈકોનો બી.એ.ના પહેલા વર્ષમાં આ વ્યવસાય. દશેક વાગ્યા સુધી તેઓ રમ્યા. રતુએ આવી ટપાલ જોઇ. રતુના પિતાશ્રીનો કાગળ હતો. મોહનને નાતાલમાં લઈ આવવાનો તેમાં આગ્રહ હતો.

રતુએ કાગળ વાંચી મોહનને આપતાં કહ્યું, "હવે ક્યાં જઈશ ? લે; વાંચ આ કાગળ !"

મોહને કાગળ લીધો. તેણે પૂરો વાંચ્યો. તેનો હવે છૂટકો જ ન હતો.

તે બોલ્યો, "હું ક્યાં ના કહું છું." શૌચસ્નાનાદિથી પરવારી બંનેએ ભોજન કરી લીધું. કોલેજનો વખત થઈ જવાથી બંને વર્ગમાં ગયા.

(૨)

રાત્રિ ઘેરાવા માંડી હતી. પલસાણાના પાડા ફળીઆમાં કેટલીક સ્ત્રીઓ એક ઓટલે બેઠી હતી. 'ચાર મળે ઓટલા તો ભાંગે ઓટલા' એ કહેવત શું ખોટી છે ? તેઓ અનેક ચર્ચામાં ઉતરી પડતી. કોઈ વિષય તેમને અજાણ્યો ન હતો. દેવ અને દાનવ સમોવડી તેઓ સંસારસાગરના મંથનમાં ઉતરી પડતી. તેમનો આજનો વિષય 'મણી' હતી. તે પરણવા લાયક થઈ હતી. માતા સૌની સલાહ પૂછતી હતી.

તે બોલી, "અલી મંછી, કોઈ વર તો દેખાડ."

મંછી—વર તો બઉઓ. તમારાથી પોંચાય એમ ની મરે તેનું કેમ ?

"પોંચાવાની વાત રહી આઘી. બતાવતો ખરી ?"

"પેલો કાલીઆવાડીવાળો રઘુજીનો પોર્યો. ભણવા-ગણવામાં હુશીઆર. પણ અલી, તમને એ ની ફાવે !"

"અમારાથી પોંચાય તેવું બતાવને ?"

"અલી, અમણેલી તો બધા જ માગે. વખત કોણુ જાણે કેવો આવવાનો છે! લોક તો માગતાં જ ની ધરાય. પોરીવાળાનો મરો."

"અલી રામબાઇ, તું તો કાંઇ બોલતી જ ની. તારા ધીઆનમાં કોઇ નથી?"

રામબાઇ-છે તો ખરૂં. તમને પાલવે કે ની. મારા મગનનો પોયો છે...સ્તો. વિચાર થાય તો પૂછાની? કેવ તો એની પાસે કાગર લખાવું. એ હાડામાં જવાબ.

"એ તો છે...સ્તો પછી."

"બીજે તો મારૂં ધીઆન નથી પોંચતું."

"અલી અંબી, ખરસાડવારા પરાગ ભુલાને ઓરખે કે?"

અંબી—પેલો ભીમપોરવારો કની?

"ઓવે."

"છેક તાં જ ઉતરવાની કે?"

"અમારે તાનાં માથાફોડ કર્યા કરતા દેહું."

રામબાઇ—અલી, લોક પીખી લાખખે.

મંછા—અલી, જોજે તાં કરતી! કુળ નખે બોરતી.

"અમારે તાંના તો અલી, માનતા જ ની 'પોરી સુખી થાય કની' એમ જ કયા કરે. મારૂં તો ધીઆનમાં જ ની લેતા. મારૂં રાં–નું તો કાંઇ ચાલતું જ ની."

રામબાઇ—ચાલવાની વાત રઇ આઘી. એમ જ કેવાનું કે તાં તો આપણાથી ઉતરાય જ ની.

"અવે જે થાય તે. મેં રાં– તો ઘણીએ ના કઇ. મારૂં ચાલવા જ કાં દેય જે. મેં તો બઉએ કહ્યું. તેના ધીઆનમાં જ ની ઉતરે તો કેમ કરીએ?"

અંબા—મણીને ગમ્યું ઢાંકણીમાં-વગર કામનું જ આપણે મોડું દુઃખવવાનું કની ! ની માને એ તે કાંઈ વાત ! મારૂં કયલું ની થાય તો જંપવા જ ની દઉં.

મંછા—હું તો એવી વાતમાં તેને મોડું જ ની ઘાલવા દઉં. માટીડાનું એમાં કામ ની.

રામબાઇ—મા'રતાં તો એનું ચલણ જ ની મરે ! "તમે જરા અમારતાંનાંને કે'વા કેજોની. તેમનું માને તો માને. હું તો કઈ કઇને થાકી. કોઇ ની કેહે તો એતો કરી જ મૂકવાના. એને કેચો કોણ?"

મંછા—સારૂ.

રામબાઇ—કેવડાવા.

અંબા—કઈ જોવા.

વાત ચુંથાઇ રહી. વખત ઘણો વિત્યો હતો. સૌએ ઉઠવાની તૈયારી કરી. મણીની માતા પહેલી ઉઠી. સૌ પછી ઉઠયાં.

(૩)

નાતાલની રજાઓ પડી. વિદ્યાર્થીઓનો મોટો ભાગ પોતપોતાને ગામ ગયો. ગણ્યાગાંઠયા વિદ્યાર્થી છાત્રાલયમાં રહ્યા. રતુ અને મોહન પણ પલસાણે ગયા. રતુના પિતાને ઘણો આનંદ થયો.

ગોપાળજી, રતુના પિતાશ્રી, પલસાણાની કન્યાશાળામાં શિક્ષક હતા. લોકો તેમને 'ગોપી શુંદરીઆ'ને નામે ઓળખતા. વાતમાં તેઓ એકકા હતા. વાતે ચઢતા ત્યારે તેમને વખતનું ભાન જ ન રહેતું. આ તેમની ટેવને લીધે જ

તેમને ઉપનામ મળ્યું હતું. મણી તેમની પુત્રી હતી. તેને સારૂં શિક્ષણ આપવામાં આવ્યું હતું. ઘરકામમાં પણ તે કાબેલ હતી. ગોપાળજીનું લક્ષ્ય છોકરીનું સુખ સાધવામાં હતું. મણી ઉમ્મર લાયક થઈ હતી. વર તેને શોધવાનો હતો. પેઢીના પરવારતાઓ તેને ન ગમ્યા. પોતાની સરૌ-બરીમાં પણ પત્તો લાગ્યો નહિ. તેમની નજરમાં મોહન આવ્યો. રતુને મળવા એકબે વાર કોલેજમાં ગયલા ત્યારે મોહનને જોયલો. આ ઠીક છે એમ તેમણે ત્યારે ગાંઠ વાળેલી. કુળનાં કુંડાળાં તેમણે કૂદવા વિચાર કર્યો. લોકોની તેમને દરકાર ન હતી. 'આંખીમાં ઓરી નથી જવાના' એમ તે કહેતા. છોકરી આશિર્વાદ હેય એવું જ તે શોધવાના હતા.

તેમની સ્ત્રીનો આગ્રહ સારૂં શોધવાનો હતો. ગોપાળજી આગળ તેનું કંઈ ચાલતું જ નહિ. તે પોતાનો જ કક્કો ખરો કરતા. 'પૈસા ખરચી ગધેડા નથી બનવું' એમ તે કહેતા. તે મુગે મ્હોંએ બધું સાંભળ્યા કરતી. ન છૂટકે સંમતિ આપતી. હીલ તેનું દુભાતું. કંટાળી તમને ફાવે તેમ કરજો એમ કહેતી. ગોપાળજીનો વિચાર તેને મ્હોંએ 'હા' કે'વાડવાનો હતો. મોહનને તેડવાનું કારણ તે જુએ એટલું જ હતું.

મોહન પાંચ દિવસ રહી પોતાને ગામ ગયો. રાત્રિ હતી. રતુ અને મણી ઉંઘી ગયાં હતાં. ગોપાળજી અને તેની પત્ની વાતે વળગ્યાં.

"કેમ, પોર્યો તો ગમ્યો કની ?"

"ગમવાની કાં વાત છે. કુળ નીચું કની ?"

"તારી તો ઠફોરીનો પાર જ ની. કુળને ચાટવું છે? પોરી સુખી થાય એટલું જોવાનું."

"લોક વાત કરે તે મારાથી ની ખમાય."

"બે દા'ડા વાત કરીને રે'હે."

"તમારે તો કાંઈ ની. મારે નીચું જોવાનું થાય કની."

"એમાં નીચું શાનું જોવાનું. કાંઈ ચોરીછીનારી તો નથી કરી?"

"તમારી તો ઝીક જ બહુ. એક વાત પકડી હોય તે મૂકો જ ની."

"આ–કાંઈ પુરૂં કરી જવાના છે? સલાહ આપી તેણે નીઆલ થીઆ."

"તમારી જોડે માથું ની ફોડાય."

"પોરી પજવાય ની તેટલું જોવાનું. માણસ સારાં છે. બીજું તો આઘું રીઉં પણ મને તો પોર્યો જ પે'લા નંબરનો લાગ્યો."

"તમને ગયમું તો કરી મૂકવાનું તીઆરે."

"તને કેમ ની ગમે?"

"મને બો ગમહે સ્તો. વાટ કોની જોવાની?"

"થાય છે. મારા ધ્યાનમાં જ છે."

"પૂછી જુઓને?"

"તેની તજવીજમાં જ છું. તું 'હા' કેની?"

"મારી શં–ની તો વગર કયે જ હા છેને."

"થયું ત્યારે. જા નક્કી."

* * * *

પલસાણેથી મોહન ઘેર આવ્યો. બી.એ. પાસ થયા વિના પરણવું નહિ એવો તેનો દ્રઢ નિશ્ચય હતો. દર વર્ષે તેના પિતા ઉપર લોકોના ઘણા કાગળ આવતા. કોઈક વેળા દબાણ પણ થતું. મોહનની એક વેળાની ઉદ્ધતાઈથી તે ચોંકયા હતા. પોર્ચો જાણે લખી તે છૂટી પડતા. આગ્રહ કરવો તેણે મૂકયો હતો. મણીને જોયા પછી મોહનનો નિશ્ચય ડગમગવા લાગ્યો. તેનું ચિત્ત ચગડોળે ચઢયું. તેનું સંસ્કારી હૃદય પૂકારી ઉઠયું, 'તે મારી ન થાય ?' મણીને ગીતાના શ્લોક બોલતાં સાંભળી હતી. શું તેની ઉચ્ચાર-શુદ્ધ ! તે હરખાયો–જાણે મણી પોતાની જ ન થઇ ગઇ હોય ! પરંતુ મન ડગ્યું. 'કુળ' શબ્દ કારમો લાગ્યો. માનવ-જાત સ્વાર્થી લાગી. નિર્મળ સ્નેહને વંડા શા ! સમાજ રાક્ષસી લાગી. પ્રણાલિકા મણી માટે મને લાયક નથી ગણતી. 'હું માગણી કરૂં તો–' એમ ઘડીક થયું. 'એ તો ધૃષ્ટતા કહેવાય' ધારી મન વાળ્યું. રતુને કહી જોવાનું મન થયું. તેનું ચલણ ન લાગ્યું. હૃદય ઉપરનો કાબૂ તે ખોઈ બેઠો. ઢળેલો સ્નેહ વાળ્યો ન વળ્યો.

મણીના મનની સ્થિતિ ન સ્હમજાય તેવી હતી. મોહન તેને પણ ગમ્યો હતો. તે કોને કહે ? લજ્જાએ તેનું મ્હોં સીવી લીધું હતું. યૌવનનો નીશો તેને યે ચઢયો હતો. સંયમ સરકવા દે એમ ન હતું. તે બિચારી ગાય જેવી દોરે ત્યાં જાય. માબાપ વળગાડી આપે તેની સાથે વળગી જન્મારો કાઢે. તેનું મન બળ્યા કરતું. 'મારે કર્મે કોણ ચોંટયું હશે ?' એવા અનેક પ્રશ્નો તેના મનમાં ઉઠયા જ કરતા. તે પરાધીન હતી. મૌન તેણે વ્હાલું કર્યું.

નાતાલની રજા પૂરી થઇ. મોહન અને રતુ સાથે જ બુડોહરે ગયા.

(૪)

એક દિવસ રતુ અને મોહન બાગમાં બેઠા હતા. મંદમંદ પવન સર્વત્ર આનંદ પ્રસારી રહ્યો હતો. તેમણે લગ્ન–પ્રકરણ ઉકેલ્યું હતું.

“ઓણુ લગનસરા ઠીક છે.”

“ડોસાએ શોધવા માંડ્યું કે નહિ ?”

“તારો વિચાર થાય છે ?”

“જા; જા. તને બોલવાનું જ ભાન નથી.”

“કેમ ?”

“મારો વિચાર તને નથી ખબર ?”

“ક્યો ?”

“બી.એ. પાસ થયા પછી પરણવાનો.”

“જાણ્યો વિચાર ! ખબર નથી કે ‘સોનું દેખી મુનિવર ચળે.”

મોહન અકળાયો. તેણે વાત ફેરવી. તે બોલ્યો, ‘ન્યુ રેસિડન્સી’માં નથી આવવું ? રમણિકે બોલાવ્યા છે. તેનો કોઈ મિત્ર આવ્યો છે. આજ ત્યાં જલસો છે.”

“હા, અલ્યા; તે તો ભૂલી જ ગયા.”

બન્ને ત્યાંથી ઉઠયા. ખાઈ ‘ન્યુ રેસિડન્સી’માં ગયા. સવાર સુધી ત્યાં જ રહ્યા.

સવારે બન્ને પાછા આવ્યા. ટપાલ જોઈ. રતુના પિતાશ્રીનો કાગળ હતો. મોહને અધીરા થઈ પૂછ્યું, ‘ડોસા શું લખે છે ?’

"તને જમાઈ કરવાનું લખે છે."

"મશ્કરી રહેવા દે."

"લે; વાંચ ત્યારે."

મોહને પત્ર વાંચ્યો; ફરી વાંચ્યો આંખ તેની કહ્યું કરતી ન હતી. તેના હર્ષનો પાર ન હતો. નીચે સહી જોઇ તેણે ચોક્કસ ખાત્રી કરી. રતુ પાસે પોતા માટે અભિપ્રાય માગ્યો હતો.

રતુએ પૂછ્યું, "બોલ, શું લખું ?"

મોહન—તારી મરજી પડે તે.

"તું લખાવે તે લખું."

"માથાકુટ રહેવા દે. વાત પતાવને."

ચોકખું કહે.

જીંદગી સુધીનો એ તો સંબંધ બાંધવાનો. પછી તું મારો વાંક કાઢે."

"ચીતરતો હોય તે ચીતરની તને પૂાવે તે."

મોહન ન બોલ્યો. રતુએ પિતાશ્રીને જવાબ લખી દીધો.

મોહન વિના પાટલો ફરે નહિ એ રતુના પિતાશ્રી જાણતા હતા. તેણે તેથી જ પહેલાં તેનો અભિપ્રાય માગ્યો. મોહન તરફની નિરાંત થતાં તેણે તેના બાપને પત્ર લખ્યો. કાગળ મળતાં મોહનનો બાપ વિચારમાં પડયો. બધાને નન્નો ભણું છું તેથી કોઇએ મારી મશ્કરી તો ન કરી હોય! મારે ત્યાં એ પૂછે જ શાના ? એમ ઘડીક થયું. બીતાં બીતાં પોર્યો જાણે એમ આખરે જવાબ વાળ્યો. સૌ કબૂલ થયાં.

મોહનના લગ્ન નક્કી થયાં. મુહૂર્તો જોવડાવાયાં. દિવસ પણ ઠર્યો. વાંચક! કરાર જાણવા તું ઉત્સુક છે; નહિ? તેમની વચ્ચે સૌને સારૂં લાગે તેવું કરજો એટલો જ કરાર થયો.

વૈશાખ આવ્યો. લગ્નની ધામધુમ થવા માંડી. પ્રણાલિકા પ્રમાણે ક્રીયાઓ થઈ. સાપ વિનાના એ સૌ લિસોટા! તેનું મહત્ત્વ આજ કોણ સ્હમજે છે. કેટલા સ્હમજાવે છે? વાચસ્પતિ સમોવડા ભુદેવો શાસ્ત્રો વગોવી જાય છે. મોહન અને મણી પણ તે પ્રમાણે પરણ્યાં. બે ભિન્ન છતાં અંદરથી ઐકય વાંછતાં હ્રદયો મળ્યાં. કહ્યું છે કે—

"संतुष्टो भार्यया भर्ता
भर्ता भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं
कल्याणं तत्र वै ध्रुवम् ॥"



# સાચું હશે ?

(૧)

સારાએ જગતને બાળતો સૂર્ય પશ્ચિમમાં ઓસરતો હતો. એક ઘરમાં એક પ્રૌઢાનો બડબડાટ ચાલૂ હતો. યદ્વા-તદ્વા તે બોલતી હતી. વાંચક ! તને યે જીજ્ઞાસા હશે જાણ-વાની. જાણીલે ત્યારે–

"શં– કાં લઢડાઈ પાછી. શં–ની ઘરમાં ગાં– જ ની ટકે. કામ તો બધું જેમનું તેમ પડેલું. એઠવાડો હો એમનો એમ જ. કઇ કઇને તો હું થાકી. શં– કાંઈ ધીઆનમાં જ ની લે. શં–ના કાન જ ફુટી ગયલા. મુઇ મં છીને તાં હું હાટેલું ? તાં ને તાં જ શં– ચોડાઇ રે. ઘરની ફીકર જ ની મરે. મારા પર નાખીને ચાલી જાય. હું શં– તે કેટલુંક કરૂં. વાતમાં તો જાણે વલખો ! કામ દઈએ તો વીછણુ જેવી વરગી પડે. એનો રહાકુટો કેમ કરવો તેની હુઝ જ ની પડતી. શં–થી કાયર મે રોડ થઇ ગઇ. શં– બોહરાતીઓ ની."

ગંગા ઘર બહાર નિકળી. ક્રોધનો નીશો ઉતરી ગયો. હાવકે મ્હોંએ તેણે બૂમ મારી—

"મણી, ઓ મણી !"

"હું કેવ, બા ?"

"આ બધું પડેલું તે આંખે ની હુજે ? શં–ના ડોશ ફુટી ગયલા. મારા પર જ શં- સુરો."

"તે વરી હું થીયું ?"

"લાખી મુકની તીયારે હવાર હુધી."

"અમણાં કરી લાખું."

"તેનું મુરત જોવાનું ઓહે."

"કરાય છે."

"ક્યારે તો ?"

"આ અમણાં."

મણી કામે વળગી. બેએક કલાકે તે પરવારી. ભર્યું-ભાદર્યું ઘર એટલે કામનો તો પાર જ નહિ. મણી ઘસરડો ઘસડયા કરતી. આટલું કર્યાં છતાં યે તેને જશ ન હતો. સાસુ સુણાવ્યા જ કરતી. તે ખમ્યે જ જતી. તે સ્હમજુ હતી. જાણી જોઇ કજીઓ વધારતી નહિ. સાસુનું મન રાખવા તત્પર રહેતી. સાસુના મનમાં તે 'કુચ બિસાત'માં ન હતી.

ચૈત્રની ચંદ્રિકા ચમકી રહી હતી. તાપથી કંટાળેલાં સૌ ચોકમાં બેસી શચતાં. વહુઓને બેસવાનો હક્ક ન હતો. તેમને તો ઘરનો ખુણો જ શોધવો પડતો. મણી પણ એક ખુણે બેઠી.

દશ–અગીઆરનો સુમાર હશે. સૌની આંખો ઘેરાવા માંડી. પથારીઓ પથરાઇ ચૂકી હતી. સૌને ઉઠું એમ થતું

હતું. ગંગાબ્હેન એટલામાં બોલી ઉઠયાં, "ઉઠો હવે; વહુ ક્યાં લગી બેસી રહે ? તેને ઉંઘ આવતી હશે."

વાંચક! વહુનું બહાનું સૌ કો આગળ કરે છે. ગંગા બોલી એમાં નવાઈ કાંઈ નથી. એ સૂત્ર સર્વમાન્ય થઈ પડયું છે. એના 'સર્વ હક્ક સ્વાધીન' કોઇએ કર્યો નથી. છૂટથી તેનો ઉપયોગ થાય છે.

સૌ ઉઠયાં; ઉઠી પથારીમાં પડયાં. ઉંઘ તેમને આવી ગઇ.

(૨)

ગંગા રૂદરજીની પત્ની હતી. સ્વભાવે તે ચુંધીખોર હતી. વહુનો વાંક તેને બહુ વસતો. કાંઇ ને કાંઈ ખોડ તે કહાડયા જ કરતી.

રૂદરજી ઘેર રહી ખેતી કરાવતા. આવક સારી હતી. એકનો એક છોકરો હતો. ફીકર નહિ જેવી જ હતી. કરકસર કરી સારી રકમ તેમણે બચાવી હતી. રૂદરજી ગંગાની ચુંધીથી બેજાર થઈ જતા. ગગા ગાંજી જાય એમ ન હતી. તેમનો સંસાર સારો યે નહિ તેમ નઠારો યે નહિ કહેવાય. ઠીક ઠીક તેમને બનતું. સૌ સૌનું સૌ સંભાળી લેતાં. છોકરો કોલેજમાં ભણતો હતો; શાંત પ્રકૃતિનો હતો.

મણી શાંત અને શરમાળ હતી. અગીઆરેક વર્ષની ઉમ્મરે તેને પરણાવવામાં આવી હતી. બાપ રેલ્વેમાં નોકર હતો. લાડમાં તે ઉછરી હતી. તે 'આખાં હાડકાં'ની હતી. સાસરે આવી ત્યારે તેને કડવાં વેણ સ્હેવાં પડતાં હતાં. તે હવે ટેવાઇ ગઈ હતી.

પરોણાઓની આવજાવ ચાલુ જ રહેતી.

(૩)

મધરાત હતી. મણી ઝબકીને જાગી. નિદ્રાતંદ્રા વચ્ચે તે ઝોલાં ખાવા લાગી. સ્વપ્નાનો સાગર તેની સામે ડોલવા લાગ્યો. સાગરના તરંગ શા તેના સ્વપ્નસાગરમાં યે તરંગો આવ્યા. તેનાં ગૌર વદન પર અવનવા ભાવો તરવરતા હતા. વાંચક ! તને યે એ સ્વપ્નસૃષ્ટિમાં પ્રવેશ કરાવું.

તેને લાગ્યું કે તેના પતિએ નોકરી લીધી. તેણે ઘર માંડયું. તેને બોલાવવા તેણે કાગળ લખ્યો. તેના હર્ષનો પાર ન હતો. પાંખ હોય તો ઉડી જાઉં એમ થયું. સાસુ ક્યારે મોકલે કે નિરાંત. આ કઠાકુટમાંથી તો છૂટાય.

ઘેર અમે બે એકલાં જ હઈશું. અને કેવી મઝા પડશે ? ઉન્તરતી કલ્પના ન કરાઈ. અવનવાં ભોજન તેમને હું કરી ખવડાવીશ. હોંશે એ જમશે. મારી રસોઇના વખાણ કરતા ખાશે. હું મનમાં ફુલાઇશ.

બપોરે હું ઘરની ચોખચાખ કરીશ. વ્યવસ્થાસર બધું ગોઠવીશ. એમને કહેવા જેવું નહિ રાખું. મનગમતું હું ઘરને શણગારીશ. સાંજે આવી તે ખુશ થશે. મારી હુશિઆરી વખાણશે. મારી કિંમત આંકશે. એમનું વ્હાલ મારા પર વધશે.

સમીસાંજે વાળુ કરાવીશ. વિવિધ વાનગી પીરસીશ. ઉલ્લાસભર્યો તે ઉછળશે. મને શું:ને શું યે કરી નાખશે.

રાત્રિ તો કોના બાપની ? સારીએ રાત અમે વાતો કરીશું. જગતની ચર્ચામાં ઉતરીશું. સાસુવહુના કજીઆનો નિવેડો લાવીશું. વહેવારવસ્તારનો પ્રશ્ન ઉકેલશું. તેમને યે



**સૌ. વિજયા અનાવિલ, સ્નાતિકા.**

(શ્રી. બાબુભાઈ [illegible]ના ધર્મપત્ની)

આમાં રસ પડશે. હર્ષઘેલા તે મારી કોટે બાઝશે. હું અધુરૂં એક ચુંબન લઇશ. સ્વર્ગ જેવું સુખ તેમને ત્યારે લાગશે.

આ બધું હું ખોળે માથું મુકી પગ ચાંપતી કરીશ. તેમનો થાક ઉતરશે અને ગમ્મત પડશે. મને સુલક્ષણી કહેશે.

આમ રોજ અમે આનંદમાં મહાલશું. અમને ત્યારે કોઈની પરવા ન રહેશે. 'હું અને એ' એ જ અમારૂં ત્યારે તો જગત.

તેમના પર કાંઈ 'ન કરે નારાયણ'ને આફત આવે તો હું ઓછીઓછી થઈ જઇશ. તનતોડ તેમની હું સારવાર કરીશ. તેમને નરમ પડશે ત્યારે જ જંપીશ. સારી રાત ઉજાગરો કરી તેમની પડખે બેસીશ. તેમને ધીરજ આપીશ. અડધું દુઃખ મારા બોલ ઓછું કરશે.

સ્વપ્નાનો આ પ્રવાહ કયાં અટકશે એ કહેવું અશક્ય છે. વાંચક! આપણે આટલેથી જ સંતોષ માનીશું. અંધકારનો અજ્ઞેય પડદો ઉકેલવાથી યે શું? અન્તમાં એટલું જ કહીશ કે વાંચક! તું કલ્પી લેજે. એ અંધકારમાં ઘડીક મીટ માંડજે. ચોકખું તને ન દેખાય તો આછું યે ભાન થશે જ.

મણીનો સ્વપ્ન પ્રવાહ આમ વહ્યો જતો હતો, એટલામાં તો બપોર થઇ ગયા. પથારીમાં તે પડી જ રહી

હતી. સાસુનાં શબ્દવેણુનો સુસવાટ આવ્યો, 'મણી, બહાર બપોર થયા. શં– પાડા જેવી પડી રહેલી તે ઉઠની. સં– કેટલું ઉંઘે !'

મણી ચમકી. તે જાગી ઉઠી. સ્વપ્ન તેનું સરી ગયું. બેબાકળી તે ઉઠી. સૂર્ય ચઢી ગયો હતો. પથારી સમેટી તે ઘરનો કચરો કાઢવા બેઠી.

પાણીના રેલા સમોવડા વખત વહેવા લાગ્યો. મણીને એમ જ લાગ્યા કરતું કે આ સાચું હશે ?



# પોર્યાં બગાડયો.

(૧)

"કેમ, મંછાબેન, શું કરો છો ? "

"આ બેઠી. આવો, મણીબેન. કેમ, આજ કંઇ ફુરસદ મળી ? "

"વાત જ જવાદોને."

"એમ કેમ ? "

"આખો દહાડો વૈતરૂં કરવાનું તે કાંથી વખત મળે."

"છતી વહુએ તમારે વૈતરૂં કરવાનું ! "

"રાં–નું નામ જ જવાદોને. રાં– ઘર બગાડયું."

"આવી સારી વહુ ને આમ શું બોલો છો. કેમ, કામ નથી કરતી ? "

"એનું મ્હોં બાળોને. રાં– કમજાત."

"બોલકણી તો નથી લાગતી. તમે તો જાણે ખણખોદ કર્યાં કરો. આવીથી તે કેવી લાવવી હતી. કોઇ માથાની મળી હોત તો ખબર પડતે."

"એ તો વેઠો ત્યારે જ ખબર પડે. પારકે ભાણે મોટો લાડુ સૌને દેખાય. હું વેઠું તે જાણું. મારી જગ્યાએ બીજી કોઇ હોય તો વદા કરી દે."

"એવું તે શું થયું ? વાત તો કરો."

"મારા કરમના ભોગ. વાત તે શું કરૂં ! રાં-જરા બગાડ કર્યો તે ડામ દીધો. એટલામાં તો છછણી ઉઠી. મોટી કાનજીભારની પોરી તે કાંઇ કહેવાય ની. હું તો પછી લાગી જ તો. એ તો જરી ધાકમાં રાખીએ તો જ ઠેકાણે રહે."

"તે પોર્યો કાંઇ કેય ની."

"પોર્યો ને બોર્યો ! રાં-લોંઠો એક, ત્યાં કોને કહુ ? એ કાંઇ ડામ ની દે ને મને જ ભુંડી કર્યા કરે. એ દે'તો હોય તો મારે દુઃખ જ શું ? મારે બોલવું યે શું કામ પડે ? વાંક જ પોર્યાનો ત્યાં કોને કહું ?"

"ત્યારે તો એનું ચઢી વાગતું હશે."

"હુલી ત્યારે જ ચાલે કની. પોર્યો મોડું ભાંગતો હોય તો જોઇએ પછી બોલે તો."

"તમારે તો ત્યારે દુઃખ આવી પડ્યું."

"ન પૂછાય તેવું. ચાલ બેન, ઉઠું હવે તો."

"બેસો, બેસો; ઘણે દાડે આવ્યાં ને !"

"હવે તો કાલબાલ આવીશ. બહુ મોડું થયું. ચાલો ત્યારે બેસો."

"આવજો, મણીબેન."

"તમે આવજો."

મણી પોતાને ઘેર આવી. મંછા ઘરકામમાં વળગી. મંછા પૂળીઆમાંની એક સ્ત્રી હતી. મણીને કાંઇ ચેન ન પડે ત્યારે તેની પાસે જઇ બેસતી. આજ પણ એ આવી હતી. તેમની વચ્ચે ઉપર પ્રમાણે વાતચિત થઈ.

(૨)

મણી રણછોડજીની પત્ની હતી. નાનપણથી તે ગરીબાઇમાં ઉછરી હતી. પિતા નાનપણમાં ગુજરી ગયા હતા. માતા અને મણી ઘરનો બોજો ઉઠાવતાં. બે ભાઇ હતા તે નાના હતા. માતાએ પોતાની નાની શી પૂંજીમાંથી મણીનો લગ્ન ખર્ચ કર્યો હતો. મણીનાં સાસરાવાળાં પણ સાધારણ સ્થિતિનાં માણસ હતાં. મૂળથી જ મણી કસરી હતી. થોડી શી આવકમાં પોતાના પતિના ઘરનો કારભાર સારી રીતે ચલાવતી હતી. સંતાનમાં તેને એક પુત્ર જ હતો. સૌકો તેને જસુ કહી બોલાવતા.

જસુ દશ–અગીઆર વર્ષનો થયો કે તેને માટે છોક- રીવાળાઓ પૂછપરછ કરવા લાગ્યા. માતાનો વિચાર લહાવો લઇ લેવાનો હતો. પિતા સુધરેલા વિચારના તો નહિ પણ નવા વિચારના હતા. છોકરાને વહેલો પરણાવવામાં તેનો વિદ્યાભ્યાસ બગડે છે એમ તે માનતા. નાનપણમાં પરણેલા કેટલા અભણ રહ્યા અથવા તો નહિ ભણ્યા હોય! પરંતુ છોકરાને મોટી ઉમ્મરે પરણાવવામાં વિદ્યાભ્યાસ બગ- ડવા કરતાં અનીતિનાં બીજ રોપાય છે એ જાણવાની તેમને જરૂર હતી. જસુ સમજુ હતો અને તેનામાં કોઇપણ જાતનાં અપલક્ષણ ન હતાં. પુત્રને પરણાવવાની વાતમાં મણીનું કાંઈ જ ચાલતું નહિ. પિતા જે આવે તેને નન્નો જ ભણતા.

માતા બબડતી. જાણે હલ્લો જતો રહ્યો! બંનેનાં લક્ષ્ય જુદાં હતાં. માતાને લાવો લેવો હતો અને પિતાને સોએ સો ટકા ઉપજાવવા હતા. પુત્ર ભણતો હતો એટલે પિતાને આશા હતી. પિતાનો સૌને ના પાડવાનો હેતુ આ જ હતો. જ્યારે જ્યારે જસુ અઠવાડિક કે છ માસિક પરીક્ષામાં નાપાસ થતો ત્યારે પિતા ચેતાવતા રહેતા કે ભણીશ નહિ તો કોણ છોકરી આપશે. જાણે અભણ કુંવારા ન રહેતા હોય!

જસુ મેટ્રીકમાં પાસ થયો. પિતાએ તેને કોલેજમાં મૂકયો. જસુની કિંમત લગનના અજાયબ બજારમાં સારી અંકાવા માંડી. પિતાએ પણ પૈસા જોઇ ફૂદકો માર્યો. જસુના લગ્ન નકકી થઈ ગયાં. વાંચક! શા કરાર થયા તે હું નહિ કહી શકું પણ જસુ પરણી ચૂકયો.

જસુનો વિદ્યાભ્યાસ પૂરો થયો. જસુએ સુરત શહેરમાં નોકરી લીધી. માતાએ વહુને તેડાવી ઘર માંડી આપ્યું. જસુ હવે ગ્રહસ્થાશ્રમી થયો.

સંસારપંથ વિકટ છે. કોઇ વિરલો જ સુખે વટાવી શકે છે. શુરાનું એ કામ છે. કાયરનો એ માર્ગ નથી. કસોટીનું એ તો કારખાનું છે. એમાં અણીશુધ્ધ નિકળ્યો એ જ સો ટચનો.

વિદ્યાર્થી અવસ્થાનો આનંદ ગૃહસ્થાશ્રમમાં નહિ જડે. ત્યાં સ્વતંત્રતા છે; અહીંઆં ગતી સંકુચિત છે. ત્યાં મુઝવણનાં પ્રસંગો બહુ ઓછા આવે છે; અહીં અનેક મુઝવણોનો ઉકેલ કરવો પડે છે. ત્યાં મીઠાશ છે; અહીં તે નહિ મળે. ત્યાં નિરંકુશ રહેવાય છે; અહીંઆં સંયમ પાળવો પડે છે. ટુંકમાં વિદ્યાર્થી અને ગ્રહસ્થાશ્રમીની દશા ભિન્ન છે.

(૩)

જમુની માતા મહીને બે મહીને વહુ કેવો બેલ ચલાવે છે તે જોવા આવી જતી. અનાવિલ સ્ત્રીઓની આસ્રીઅત પ્રમાણે જમુની માતા વહુનો વાંક કાઢયા જ કરતી. વહુને તો ધમકાવેલી જ રાખવી એવો જમુની માતાનો સિદ્ધાંત હતો. જમુને માતા શિખામણ આપતી. વહુની સાથે સાથે ફરીઆદ પણ કરતી. જમુ કંટાળતો. વાત વધી જતી ત્યારે જમુ બહાર ફરવા નીકળી પડતો.

અનાવિલ સંસારના તેને અનેક વિચાર આવતા. સાસુવહુને બિલાડીઉંદર જેવું વેર હોય છે એમ તે માનતો. સાસુ ધારે તો વહુનો જીવ ઘડીના છઠ્ઠા ભાગમાં લઇ નાખે. બિચારી કેટલી વહુઓ સાસુના ત્રાસથી મરી ગઇ હશે. વિચિત્રતા તો તેને એ લાગતી કે જ્યારે વહુઓ સાસુઓ થતી ત્યારે તેઓ પણ એવો જ સીતમ ગુજારતાં. દુઃખ દેવામાં મોટાઇ મનાતી. અમે કેટલું ખમતાં ? અત્યારે તો સાસુઓ ગરીબ ગાય જેવી. વહુને દીકરી માફક ગણે. આવો તેમનો લુલો બચાવ હતો. આવાં હૃદયોમાં પ્રભુ દયા ન મૂકે ?

(૪)

હંમેશની માફક આજ જમુની માતા આવી હતી. ઘરમાં કચરો સાફ કરવાનો બાકી હતો. માતા ફફડી ઉઠી, 'શાં– ના હાથપગ ભાંગી ગયલા છે ? રાં– કુવડ.' આટલું બોલી માતાએ સાવરણી લઇ કચરો વાળી કાઢયો.

"મારે ને મારે વૈતરૂં કરવાનું. જરા તો ચોખચાખ રાખ. બાફીને ખવાડયું તેણે નીઆલ થીઆં. આમ તે ઘર ચલાવાતું હશે ?" આવું આવું કાંઇક તેણે કહી નાખ્યું.

જસુ બહારથી આવ્યો. માતાની ફરીઆદ શરૂ થઇ.

"પોર્યા, તું યે કાંઈ જોતો નથી ?"

"શું જોઉં ? મારો તે કાંઇ ધંધો છે."

"તેમાં જ રાં-નું ચઢી :વાગ્યું છે. ડામ દેતાં શું થાય ? લાકડી લઇને ફરી વળવાનું."

"હું એમાં કાંઈ ન જાણું."

"ફોડો માથું. મારા જેવો ફૂંફાડો રાખતો હોય તો સીધીસટ થઇ જાય."

"બહુ સારૂ."

"દયા હોય તો ! મનમાં જ રાખીએ, બહારથી તો ઘુરકીઆં જ કરવાં."

"નથી જોઇતી વાત મારે."

"તને જ ગમે છે ત્યારે મારે શું ? હું તો તારા ભલાને માટે કહું છું. હું ક્યાં જીંદગી સુધી પહોંચી રહેવાની છું. અત્યારથી પાંસરી નહિ કરે તો છાણાં થાપશે માથે, છાણાં."

"થપાવીશ," કહી જસુ મેડે ગયો.

માતા ચૂપ રહી.

જસુ અકળાયો. માતપિતા હાથે કરી આમાન્યાનો લોપ શા માટે કરાવતાં હશે ! ન્યાય કોને આપું ? એક તરફ માતા, બીજી તરફ પત્ની. માતાના ઉપકાર તળે દબાયલો; પત્નીના થઈ રહયા છે. અનુભવ બંનેને દોષીત

ફેરવે છે. 'બે હાથ વિના તાળી ન પડે' એ ન્યાય શું ખોટો છે? કદી નહિ. "मौनं मौर्ख्यस्य लक्षणम्" (મૌન એ મુર્ખતાનું લક્ષણ છે) તો ન કહેવાય? ના, આખરનો નિર્ણય મૌન જ સૂચવે છે.

માતા નિરાશ થઈ. પુત્ર હાથથી ગયલો લાગ્યો. થોડા દિવસ રહી તે પોતાને ગામ ચાલી ગઈ.

(૫)

જન્માષ્ટમી હતી. જસુએ માતપિતાને મેળો જોવા બોલાવ્યાં. તેઓ આવ્યાં. રસોઈનું કામકાજ માતાએ હાથ લીધું હતું. જસુ બજારમાં ગયો હતો.

"રાં– પાડા જેવી બેસી રહી છે તે ઉપરઉપરનું તો કરી આપ. નથી સુઝતું? બેસવા સારૂં નથી આણેલી કાંઈ. તારા બાપને ત્યાં બધા લાડ ફાવે. અહીં તો બધુંએ કરવું પડે. જાણે મોટો સુબો! ઉઠ નહિ તો લાત આસે."

"તેમાં મારા બાપને જ્યારેત્યારે શું કામ ઉંચકયા કરો છો? કેવ તેટલું તો કરૂં છું."

"કેવાનું શું? તારી અક્કલ બળી ગયલી છે?"

"તમારે વધારેઓછું નહિ બોલવું."

"રાં– જીભ ચલાવી તો ચીરી જ નાંખીશ. મારી ઉપર બધો ફાટ આવ્યો ઓહે"

"હા, ને ગાળ દેવ તે મારાથી નહિ ખમાય."

"રાં–, સામું બોલતાં શીખી. કુટી જ કાઢીશ, રહમજી. લાડ તો તારા અવળા નીકળી જશે."

"મારાં સગાંને રોજ શું કામ ઉંચકયા કરો?"

"ચુપ રહે, રાં–. જીભમાં ડામ દેવા જો. છાની મર. નીકર અહીંઆં મારા મ્હોડા આગળથી. પોર્યાને શાં– કોડીનો કરી મૂક્યો. સુના સરખો મારો પોર્યો બગાડ્યો! મારે સારૂ ક્યાં આવી માયે જણેલી. રાં–, તારા–"

"માય ને બાય–"

જસુની માતાએ સાણુસી છુટી મારી. જસુની વહુ રડી પડી.

આ હોહો સાંભળી આડોશીપાડોશી દોડી આવ્યાં. "શું છે? શું છે?" એમ પૂછવા લાગ્યાં. "એ તો વહુ પડી ગઈ તે હું સ્હેજ બબડી," આમ સ્હમજાવી લોકોને વીદાય કર્યાં. માતા ઝંખવાણી પડી. એટલામાં જસુના પિતા બહાર ગયા હતા તે આવ્યા. માતાએ સઘળી ફરીયાદ કરી. પિતાએ જસુની માતાને ઠપકો આપ્યો. "હું તો મારે જઈશ. તમારે રહેવું હોય તો રહેજો," જસુની માતાએ ગુસ્સામાં કહ્યું. જસુ પણ બજારથી આવ્યો. માતાએ બચાર એને પણ સુણાવી દીધી. જસુ ચૂપ રહ્યો.

સાંજે મેળો જોઈ જસુનાં માતપિતા પોતાને ગામ ગયાં.



# ભાઈ કોના ?

(૧)

રાત્રિનો અમલ ઉતર્યો હતો. સારાએ જગતને ઉષા અજવાળતી હતી. સૂર્ય સરી આવ્યો. નવોઢા શી ઉષા અદ્રશ્ય થઈ. ભગવાન ભાસ્કરને જગતની પરવા ન હતી. લોક-કલ્યાણ કાજે તે પ્રકાશતો. આંગણું ત્યજી તે ચોકમાં આવ્યો. 'પ્રવૃત્ત થાવ' એમ તે સૂચવતો. કેટલાએ એ સૂચના સ્વીકારી ?

'ગોરા ગાંધીની ચાલ'ની એક ઓરડીમાં પણ તેણે કિરણ ઢાળ્યાં. એક યુવક પથારીમાં પડયો હતો. કિરણોએ ગલગલીઆં કરી તેને જગાડયો. સૂર્યની સૂચના તેને ન્હોતી ઉતરી. મ્હોં ઉપર ફીકાશ હતી. પ્રકૃતિ અસ્વસ્થ લાગતી હતી. વદન ઉપર નિરાશા હતી. હોઠ તેના હાલતા હતા. દ્રષ્ટિ દ્વાર તરફ હતી. કોકની તે રાહ જોતો હતો.

દ્વાર ખૂલ્યું. એક ઘાટી આવ્યો. ભાંગ્યાંતૂટ્યાં ગુજરાતીમાં તેણે કંઇક પૂછ્યું. યુવકે કાગળ અને પેનસિલ માગ્યાં. ઘાટીએ લાવી આપ્યાં. ધ્રૂજતે હાથે તે લખવા બેઠો. તેણે નીચે પ્રમાણે એક ચિઠ્ઠી લખી.

વાર શુક્ર.

સુ. મોટી બ્હેન,

મારી તબીઅત બે દિવસ થયાં નરમ રહે છે. મારી પાછળ જુએ એમ કોઇ નથી. ખાવાના પણ વાંધા પડે છે. એકાદ દિવસ આવી જાવ તો ઠીક. આ માણસ જોડે જ આવજો.

લી. ગોપી.

યુવકે ચિઠ્ઠી બીડી. ઘાટીને કલ્યાણ મોતીની ચાલમાં જઇ આપી આવવા કહ્યું. સાથે કોઇ આવે તો ગાડી કરી લઇ આવવા કહ્યું. ઘાટીએ ઘર જોયું હતું; તે તરત ચાલી નીકળ્યો.

'કલ્યાણ મોતીની ચાલ'માં તે પહોંચ્યો. એક બારણા આગળ આવી તે ઉભો રહ્યો. ઓરડી અંદરથી એક સ્ત્રી આવી. ગોપીની એ બ્હેન હતી. સૌકો તેને રૂખી કહી બોલાવતાં. ઘાટીએ તેના હાથમાં ચિઠ્ઠી આપી. રૂખીએ તે વાંચી. ભાઇની દયા આવી. તેનું હૃદય દ્રવ્યું. કપડાં બદલી જવા તે તૈયાર થઇ. બારણાં બંધ કર્યાં. તાળું વાસી કુંચી પડોસે આપી. ઘાટી ગાડી લાવ્યો. બન્ને 'ગોરા ગાંધીની ચાલ'માં ગયાં.

ઓરડીનાં બારણાં ખુલ્લાં હતાં. રૂખી અંદર પેઠી. તે બોલી, "ભાઇ, એમ કેમ ?"

તે બોલ્યો, "મારા કરમના ભોગ!"
"મને આટલી મોડી ખબર!"
"કોઇ મળે નહિ તે કોને મોકલું."
"મારે ત્યાં જ આવવું હતું ને?"
"મને કોઈને ત્યાં નથી ફાવતું!"
"ત્યારે અમે લોક જ ને?"
"ના. એમ કાંઇ નહિ."
"ત્યારે બીજું શું?"

ગોપી મુંગો રહ્યો. રૂખીએ ઘાટીને બજાર મોકલ્યો. સાબુચોખા મંગાવી ભાઇને કાંજી કરી આપી. થોડુંક ખાવાનું પણ તેણે કર્યું.

સૂર્ય આથમ્યો. રૂખી ઘેર જવા તૈયાર થઈ. ગોપીએ રહેવાનો આગ્રહ કર્યો. તે એકની બે ન થઇ. ગોપીએ ન છૂટકે ગાડી મંગાવી. રૂખી ઘેર ગઈ.

ગોપી વિચારમાં તણાયો. જગત કેવું સ્વાર્થી! મારી કોને પડી છે. પ્રભુ! તારે આશરે પડયો છું. આ દુનિયામાં કોઇ કોઇનું નથી. માની જણી બ્હેન પણ મારી આ સ્થિતિ જોઇ ન ટકી. પત્ની અહીં નથી. તેની કસોટી નથી થઇ. માતા હોત તો મરી ફીટત. ખરે, દુનિઆ દોરંગી જ છે.

(૨)

કેટલાંક વર્ષો પુર્વે ઉંટડીમાં રામભાઇ 'રૂખી' નામના ગૃહસ્થ રહેતા હતા. તેઓ સંસ્કારી હતા. ચુસ્ત સનાતની હતા. ધર્મનું ઝનુન તેમનું જોર હતું. નિત્ય પાઠ-પૂજા તેઓ કરતા. આજ કારણથી લોકોએ 'રૂખી' શબ્દ તેમના નામને લગાડયો હતો. સૌકો એ જ નામે તેમને ઓળખતા.

તેમની પાંચમી પેઢીએ મણિભાઈ થયા. પૂર્વજના સંસ્કાર તેમનામાં આવ્યા હતા. બાપીકી મિલ્કત ઠીક હતી. ખેતીવાડી ઠીક હતાં. બાવળનાં લાકડાંનો વેપાર પણ તેઓ કરતા. સ્વભાવે શાંત હતા. વ્યવહારમાં રચ્યા-પચ્યા રહેતા એટલે અનુભવી હતા. ગામમાં તેમની પ્રતિષ્ઠા સારી હતી. સૌકો તેમની સલાહ લઇ કામ કરતું. યોગ્ય જ સલાહ તેઓ આપતા. કંઇકેટલાને તેણે માંડી આપ્યા. ગામના યુવાનો પર પણ તેમનો ઠીક કાબુ હતો. વજીઆ તેમની સ્ત્રી હતી. સ્વભાવ સ્હેજ તીખો હતો. તે દોઢડાહી પણ હતી. વાતે ચઢે ત્યારે તેને કંઇ ભાન જ રહેતું નહિ. મણિભાઈનું માથું પણ તે પકવી નાખતી. ફળીઆમાં પોતાનો દોર ચલાવવા માગતી. આમાં તે ન્હોતી ફાવી. તેમને બે સંતાન હતાં: એક પુત્ર અને એક પુત્રી. રૂખી પહેલે ખોળેની હતી અને માતા ઉપર પડી હતી. ગોપી ત્યાર પછીનો હતો. તે બીજો મણિભાઈ જ હતો.

ગોપી નાનપણથી જ ચાલાક હતો. બુદ્ધિ તેની ચંચળ હતી. ભણવામાં પણ તે ઠીક નીવડયો. તેના લગ્ન નાનપણથી જ થયાં હતાં. માતપિતાએ લ્હાવો લેવા ખાતર જ આમ કર્યું હતું. વાંકડોચાંલ્લો નહિ જેવો જ મળ્યો હતો. તેની તેમને પરવા યે ન્હોતી. માણસ ઠીક મળ્યાં હતાં. છોકરી ડાહી હતી. નકામો કજીઓ તેમને ભાગ્યે જ થતો. મેટ્રીક પાસ થયા પછી ગોપીએ મુંબઈમાં નોકરી લીધી હતી. 'ગોરા ગાંધીની ચાલ'માં તે રહેતો હતો.

રૂખી અધકચુ ભણી હતી. સુરત તેને પરણાવેલી હતી. જમાઇ ઠીક મળ્યો હતો. તેનાં સાસુસસરાને કલેશ

વ્હાલો હતો. નજીવી બાબતમાં તેઓ ધમાલ મચાવતાં. આંખ મીચી વેવાર માગતાં. જમાઇ બંને પક્ષનું સમાધાન કરતો. તે પણ મુંબઇમાં જ રહેતો. 'કલ્યાણ મોતીની ચાલ'માં એક ખોલી રાખી હતી. રેલ્વેમાં તેને નોકરી હતી. 'દેવ દીધો' એક પુત્ર તેમને હતો. તેમાં જ તેઓ આનંદ માણતાં.

ગોપીની પત્ની પીઅર હતી. બ્હેન ભાગ્યે જ એને ત્યાં આવતી. કારણ નજીવું હતું. રૂખી ભાભી પર દોર ચલાવવા ગયલી. તેમાંથી સ્હેજ ટપાટપી થઇ. બ્હેન વાઘણ જેવી વીફરી. 'ફરી તારે ઉમરે નહિ' કહી ચાલી ગયલી. ગોપીએ પણ ઢીલુ મૂકેલું. ન છૂટકે તેણે તેને બોલાવી હતી. રાતવાસો તે ન રહી.

આ તેમનો કુટુંબ પરીચય.

બ્હેનના ગયા પછી ગોપી એકલો પડી રહ્યો. સ્હેજસાજ તેણે ખાધું. ભોજન તેને ન ભાવ્યું. એકબે દિવસમાં તો તેને આરામ થઇ ગયો.

(૩)

કેટલાંક વર્ષો વીત્યાં. રૂખીએ જનોઇ માંડયાં હતાં. કંકોત્રિઓ લખાઇ ગઈ. તેડાંનોતરાં તે કરી આવી. કંઇ-કેટલાં રીસામણાંમનામણાં તેને કરવાં પડયાં. સૌકો કામમાં રોકાયલાં હતાં. ભાઈને તેણે તેડાવ્યો. ખાનગીમાં તેડી વાત કરી. મોસાળું સારૂં કરવા સૂચવ્યું. 'આબરૂ ન જાય' એવી ચેતવણી આપી. નહિ તો આવતો જ નહિ એમ પણ કહી દીધું.

જનોઇનો દિવસ આવ્યો. ગૃહશાન્તિની શરૂઆત થઇ. બ્રાહ્મણોએ વેદોચ્ચાર કર્યો. બપોરે સૌ જમ્યાં.

સાંજ પડી. મામા મોસાળું લઇ આવ્યા. મુંજીઆના બાપ ન્હોતરી આવ્યા. તેમને ઉતારો આપ્યો. સૌ ઠરીઠામ થયાં.

બટવો મનાવવાનું મુહૂર્ત જોવાયું. મામાએ મુંજીઆને કપડાં પહેરાવ્યાં. વાજાં વગડાવતા સૌ પાદરે આવ્યા.

પાદરે સૌ ઉભા. બ્રાહ્મણોએ મુંજીઆને આગળ કર્યો. ચોખાનો ત્યાં સ્વસ્તિક પૂર્યો. લોટનો દીવડો મૂકયો. કંઇક ભણી વિધી કરી. 'હિરણ્યમ' લીધું. દક્ષિણાઓ અપાઈ. મુંજીઆને બે ડગલાં ચાલવા કહ્યું. સમાવર્તન સંસ્કાર આમ પૂરો થયો. સૌ ઘેર આવ્યાં. મુંજીઓ મામાની કેડે બેસી આવ્યો. સુરતી સહેલાણીની માફક વરઘોડો ન્હોતો ફેરવ્યો.

રાત્રે જ્ઞાતિભોજન થયું. જનોઇ દેવાઇ ગયું.

આ આપણો યજ્ઞોપવિત સંસ્કાર! સાપ ગયા ને લીસોટા રહ્યા જેવી એ વિધિ! આર્યધર્મનો એ લોપ સૂચવે છે. ગાયત્રિ વિહોણો એ દ્વિજ શું શોભે! સુતરના તાંતણાનું રહસ્ય એ ન સ્હમજે. એની બુધ્ધિ તો કાનમાં ભેરવવા જેટલું જ સ્હમજેને!

(૪)

'સિવદાસ ઝવેરીની પોળ'માં કેટલીક સ્ત્રીઓ ટોળે મળી હતી. રૂખી પણ તેમાં હતી. વાતોના ગપાટા ચાલી રહ્યા હતા. સ્ત્રીઓમાંની એક બોલી, 'અલી રૂખી, ભાઇએ કેવુંક મોસાળું કર્યું?'

"એ વાત જવાદોને."

"તો યે."

"કેવડાવીને શું કામ છે?"

રૂખી થોડીવાર ચુપ રહી. બહુ દબાણ થતાં તેનાથી ન રહેવાયું. તે બોલી, "ભાઈ કોના ? બધું ઠીક જ છે તો. માબાપની આબરૂ પર પાણી ફેરવ્યું. બાપબાપદાદાવા તો કેવા વે'વારીઆ ! એ જ કોણ જાણે કાંથી એવો નીકળ્યો ! દેખે, દેખે ને બૈરી ! તે રાં–નું જ ઘર ભરવા બેઠેલો. બેને નથી દેખ્યું એક લુગડું કે ભાણેજે ફાડ્યું એક ઝભલું."

"એ તો ઘેરઘેર માટીના ચુલા"

"બૈરીનાં હોય તે બોલાવાય ને વરનાં વળાવાય."

"દુનિયાં જ એવી થઈ ગઈ છે ત્યાં કેમ કરીએ ?" એક દોઢડાહી બોલી, "ખરી જ વાત તો, અલી."

"ભોજાઇનું જ ચલણ ત્યાં ભાઈને શું કહીએ ?" બીજીએ ડહાપણ ડહોળ્યું, "અલી, સાચું પૂછાવે તો તારા ભાઈમાં જ કાંઇ રામ ની મલે."

"ઓહે. તેને આપણે કેમ કરવાના ?"

એક વહેવારીઅણ બોલી, "અલી, પણ છેક જ રેઢાલું ?"

"હવે એ કુથલી રહેવા દો."

અત્યાર સુધી એક શાંત બેસી રહી હતી તે તડુકી ઉઠી, "અલી, કે'તો ખરી. અમે એ જાણીએ તો ખરાં. કાંઈ નથી મલતું એવું તો નથી."

"એ તો સાસરૂં ઘેરવવા રહેલો."

એટલામાં એક રોરાગરી બોલી, "ચાલ બેન, સાંજ પડી. કામ તો બધું પડેલું છે. ઉઠો હવે. વાતનો તો કાંઇ છેડો જ ની મલે. દહાડાના દહાડા જાય તોયે એ તો પુરી જ ની થાય. જે કર્યું તે; આપણે ભરમ ખોલવાનું શું કામ?"

સૌ ઉઠયાં.



# માની ગઈ.

(૧)

શનીવાર હતો. બ્હેના અને મંગી હનુમાને ગયાં હતાં. સવિતા એકલી ઘરમાં હતી. ફેરીઓ શેરીએ શેરીએ ફરી, બૂમ મારી, કપડાં વેચતો હતો. તેની બૂમ સાંભળી સવિતા બહાર આવી. કમુને ઓટલે તેણે ગાંસડી ઉતારી હતી. રંગબેરંગી કપડાં તે ખોલી બતાવતો હતો. સવિતા બારણાં આડાં કરી ત્યાં પહોંચી. ચોળી માટે મનગમતું કપડું તેણે યે ખરીદ્યું.

બ્હેના અને મંગી હનુમાનેથી પાછાં ફર્યાં હતાં. સવિતા કપડું પેટીમાં મૂકવા ગઇ. મંગીની નજર તે પર પડી. બ્હેના પાસે તે ગઈ. ભાભીની ફરીઆદ કરી. બ્હેનાને ગુસ્સો ચઢ્યો. તે બોલી, "શાં– પૂછ્યાગાછ્યા વગર ધંધો કરે. આજ તો કપડું લીધું. કાલ ઉઠીને હું ની કરે. એને ભરોહે ઘર તે કેમ રખાય!" હમણાં તો તે મુગી રહી. 'દાવ આવે સોગઠી મારવાનો' તેણે વિચાર કર્યો.

સાંજ પડી. ચાનાં વાસણ હજી વણમાંજ્યાં પડ્યાં હતાં. બ્હેનાની નજર તે પર પડી. તે બંખારી ઉઠીઃ "રાં- કપડું લેવા દોડેલી. ઘર ઘરને ન્હાયે. રાં- સુઇ લાખીને જતાં હરમ ની આવેલી ? ભટકભોયાં કરતી ફરે તે ચીરી જ લાખા જો. હવે ફરી બારણા બા'ર પગ કાઢયો તો ટાંટીયા જ કાપી લાખા. આ વાહણ કયારનાં પડેલાં. અજવાસતાં હું આથે દરદ નીકરેલું ? માટી આપી ગયલો ઓહે તેનો આ સોદો વેચરો. રાં- લઇ લઈને કેટલાંક બચરા કરે ! રાં-ને કંઈ વાતનો ધરવ જ ની મરે. તારી રાં- ની મારે એક દા'ડા પેટી જ ખોરવી પડહે. રાં-ને બહુ પ્રાટ ચડેલો છે."

સવિતા અત્યાર સુધી શાંત ચિત્તે સાંભળી રહી. હવે તેનાર્થી ન રહેવાયું. તે બોલી, "તમારે વધારે લપ્પન-છપ્પન ની કરવી. કેવું હોય તો રીતસર કહેવું. રોજ ને રોજ ગારબોર કર્યાં કરો તે મારાથી તો ની ખમાય."

મંગીથી ન રહેવાયું. તે બોલી, "ભાભી, દા'ડે દા'ડે તમારૂં કામ તો વધતું ચાલ્યું. આજ તો સામું બોલ્યાં. કાલ ઉઠીને તો અમારા પગો કાપી મૂકહો."

બ્હેના તેની વ્હારે ધાઈ. તે બોલી, 'મોટી કાડીમારની પોરી કની, તે કાંઇ કેવાય ની. રાં-ની જીભ જ ખેંચી કા'ડા જો. રાં- નીકર મારા મોઢાં આગળથી. કાળું કર તારૂં. મંગી એને મોડું નો આપ. રાં- નો ફાટ તો હું અવરો કાડી લાખા."

સવિતાથી બન્ને જણનો મારો સહન ન થયો. તે બિચારી રડી પડી. એક ખુણે જઇ તે બેઠી.

બ્હેના અને મંગી કામે વળગ્યાં.

(૨)

હનુમાનભાગડા બંદર છે. ઔરંગા નદીને કિનારે તે આવેલું છે. લક્કડના વેપારનું એ મથક છે. લોકોની આર્થિક સ્થિતિ સારી છે. મકાનો શેનકદાર છે. ગામમાં હનુમાનજીનું મંદિર છે. તેનો પરતો સારો છે. ચોમાસામાં ગામની સ્થિતિ કફોડી થઇ પડે છે. ગામની ચારે બાજુ રેલનાં પાણી ફરી વળે છે. હનુમાનજીને લીધે જ તે ગામની આબરૂ રહેલી છે એવી લોકમાન્યતા છે.

ઔરંગા નદીના નામની યે એક દંતકથા છે. મૂળ ઔરંગા નદી નાના વ્હેળા રૂપે હતી. લોકો તેને ઓળંગી જતા. તે ઉપરથી તેનું નામ ઔરંગા રાખ્યું. કાળક્રમે તે ખોદાતી ગઈ. હમણાં તેમાં વહાણો પૂરી શકે છે. વેપાર પણ એ નદી માર્ગે જ ચાલે છે.

કેટલાંક વર્ષ પૂર્વે ત્યાં મોનજી 'મદારી' નામના ગૃહસ્થ રહેતા હતા. નાનાં છોકરાં ઉપર તેમને ઠીક મમતા હતી. સૌને તે એકઠાં કરતા. તેમને ખીલવતા. તેમની સાથે રહી ટીખળ કરાવતા. તેમના કજીઆ તે ચૂકવતા. આબાલવૃદ્ધ તેથી જ તેમને 'મદારી' કહી બોલાવતા.

રણછોડજી તેમનો પુત્ર હતો. ધંધામાં તેને પળોટેલો હતો. તે કાબેલ હતો. બાપની પૂંજીમાં તેણે ઠીક વધારો કર્યો હતો. તેની આયુદોરી અકાળે તૂટી. રમણને માથે ઘરનો બોજો પડયો.

વ્હેના—રણછોડજીની પત્ની-ગરીબ ઘરમાં ઉછરી હતી. તેનાં માબાપે સારૂં ઘર જોઇને તેને પરણાવી હતી. નાનપણથી જ તેને ભરત ભરવાનો શોખ હતો. ઘેર પેસો

છતાં તે કામ કરતી. ઘર કેમ ચલાવવું તે એ સારી રીતે જાણતી. સ્વભાવ જરા આકરો હતો. રણછોડજી આગળ તેનું ચલણ ન હતું. રમણને પરણાવ્યા પછી સ્વભાવની તીખાસ વધી હતી. હવે તે સ્વતંત્ર થઈ. પોતાની મરજીમાં આવે તેમ કરવા તે મુખત્યાર હતી.

રમણની પત્ની—સવિતાની પ્રકૃતિ શાંત હતી. તેનાં માબાપ સાધારણ સ્થિતિનાં હતાં. પૈસો દેખી સવિતાને અહીં નાખી હતી. તેનું દીલ સાફ હતું. સાસુની સતામણી ઓછી ન હતી. તે ઘણું યે ખમતી. ન છૂટકે જ તે શબ્દ ઉચ્ચારતી. કજીઓ વધારવાને બદલે ઘટાડવા તે પ્રયત્ન કરતી. પતિને પરમેશ્વર ધારી તે પૂજતી. તેનું કામ કરવામાં તે તત્પર રહેતી. નણંદ તેની ખોડ શોધતી. તેને એ ન ગમતું. તે તેની દરકાર ભાગ્યે જ કરતી.

મંગી—રણછોડજીની પુત્રી—માતા પર પડી હતી. લગ્ન તેનું થયલું હતું. સાસરે તે હજી ન્હોતી ગઈ. તે ભાભીની ચોકી કરતી. માતા તેના પર એવા જ સંસ્કાર પાડતી. સ્વભાવ તેનો સરળ હતો. માતાની આજ્ઞા તે ભાગ્યે જ ઉથાપતી. હમેશાં તે ભાભી પાછળ જ ભમ્યા કરતી. સવિતા તેની અવગણના કરતી નહિ.

રમણ સ્વભાવે નરમ હતો. ભણવાનો તેને મૂળથી જ અણગમો હતો. રણછોડજીએ તેની નાડ પારખી હતી. નાનપણથી જ તેને ધંધામાં નાખ્યો હતો, તેથી જ તે નાની ઉમ્મરે સઘળો કારભાર ડહોળતો થયો. તેને જરા યે મુશ્કેલી ન નડી.

વછિયાતો સાથે તે સામટે ગયો હતો. લક્કડની તેમને ખરીદી કરવી હતી. સાંજની ગાડીમાં તે પાછો આવવાનો હતો. લક્કડ ખરીદાયાં. ગાડીના સમયે સૌ સ્ટેશને આવ્યા. ગાડી આવી. સૌ અંદર ગોઠવાયા. રાત્રે સૌ ભાગડા આવ્યા. વછિયાતો જમી પોતાને ગામ ગયા. રમણુ મેડીએ સંચર્યો.

(૩)

પૂર્ણિમા હતી. આકાશ સ્વચ્છ હતું. ચંદ્રિકા ચમકી રહી રહી હતી. બનારસી સાડીના બુટ્ટા સમોવડા તારાઓ ઝગમગતા હતા. પવન મંદ મંદ વાતો હતો. પશુપક્ષિઓ આરામ લેતાં હતાં. સારા યે દિવસના શ્રમથી થાકેલાં માણસો ઘર તરફ વળતાં હતાં. પુષ્પો પમરી રહ્યાં હતાં. સર્વત્ર શાંતિ, આનંદ અને ઉલ્લાસનો અનુભવ થતો હતો. કુદરત પ્રફુલ્લ હતી.

હનુમાન ભાગડાની એક હવેલીને બીજે માળે ઝાંખો દીવો બળતો હતો. બારીએ રમણુ ખુરશી ઢાળી બેઠો હતો. નિસર્ગદેવીના અનેક ચમત્કારોનો આનંદ—રસ તે પીતો હતો. ઔરંગા નદી સ્હામે જ વહેતી હતી. તેને પેલે પાર ભાટેલીની ભેખડો દીસતી. તેના આનંદનો પાર ન હતો. હૃદય તેનું ઉલ્લાસે ઉછળતું હતું.

સવિતા તેની પાછળ આવી ઉભી રહી. રમણુને તેનું ભાન ન રહ્યું. તે થોડીક વાર તો ઉભી રહી. તેનાથી ન રહેવાયું. રમણુને તે વળગી પડી. આંખો અશ્રુભીની થઈ. રમણુનો આનંદ ઉડી ગયો. શોકસાગરમાં તે ડૂબ્યો.

રમણ થોડીક વાર શાંત રહ્યો. વ્હાલસોયો તે દીલાસો આપવા લાગ્યો: "એ તો ઘર છે. હાંલ્લેહાંલ્લાં ખખડે યે ખરાં. પ્રકૃતિ શાંત–" રમણ આ વાકય પુરૂં કરે તે પહેલાં તો સવિતા વાઘણુ જેવી વીફરી. તે બોલી, "શાંત! તમે તો એમ જ કહ્યા કરવાના. મારાથી તો હવે આ ઘરમાં એક ઘડી ટકાય એમ નથી. મારા માબાપે સારૂં ઘર જોઇને લાખેલી. આ બધા ઠોંસા મારાથી ન ખમાય. હવે તો જુદું કરો તો જ મને નિરાંત વળે. મારૂં રાં–નું કાંઇ ધીઆનમાં જ ની લેતા. હવે કયારે તો? હોય તો ઝટ બોલી લાઓ. હું તો હવે થાકી."

રમણનું મન પોચું પડયું. તેને આજ કાંઇ રંગ જુદો જ લાગ્યો. સમાધાન કરવાની શકિત આજ ઓસરી ગઇ. નરમાસથી તે બોલ્યો, "તારૂં કહેવું ઠીક છે. તેમણે યે બોલતાં વિચાર કરવો જોઇએ. પરંતુ તારે સહન કરવું રહ્યું. જુદાં રહીયે તો ઠીક. હું યે એ સ્હમજું છું. પરંતુ લોકોનો વિચાર કર્યો?" રમણ અટકયો. બંને થોડીક વાર શાંત રહ્યાં. રમણે ચલાવ્યું, "માબાપ છોકરાને મોટો કરે, ભણાવેગણાવે, પરણાવેપસ્તાવે. ઘડપણમાં તો આપણી શુશ્રુષાની આશા તે રાખે જ ને? એ વિચાર કોરાણે મૂકી કદાચ આપણે જુદાં રહીએ. આપણને ત્યાં કહેનાર કોઇ ન હોય. પણ આનું કેમ? તેને કેટલું દુઃખ થાય? મારૂં હૃદય મને ડંખે છે. તું યે વિચાર કર. માનો પ્રેમ સ્હેજે નથી તરછોડાતો. હું કૃતઘ્ની ન થાઉં. બ્હેન થોડા દિવસની પરોણી છે. તેનો સ્વભાવ સરળ છે. તેના બોલવા સામે તો જોવું ન જોઇએ. મન મોટું રાખીએ.

તેમાં જ આપણી શોભા છે. તને બધાં દુઃખ દે છે. હું તે જાણું છું. તને ગમે તેમ કહે છે. તારૂં જરા પણ ચાલવા દેતાં નથી. તને દીકરી જેવી ગણવી જોઈએ. પણ દીકરી કયાં અને વહુ કયાં! તારો પણ મને થોડોક વાંક વસે છે. સામું બોલવાનું તારે પણ છોડવું જોઈએ. જુદાં ઘરનો પણ તારે વિચાર કરવો રહ્યો. ખર્ચ કેટલો!"

સવિતાએ સાંભળ્યા કર્યું. પોતાની ધારણા પાર નહિ પડે એમ તેને લાગ્યું. પીઅર જવાનો વિચાર આવ્યો. તે બોલી, "મને ત્યારે પીઅર જવા દો. તેટલો વખત તો નિરાંત હની." રમણ બોલ્યો, "મારી કયાં ના છે. પણ અહીં વિના છૂટકો નથી. શાંતિ, પ્રેમ, મમતા અને સહનશીલતા તારે પોષવાં જોઈએ. પ્રેમથી જંગલી પ્રાણી પણ પોતાનો સ્વભાવ છોડે છે. આતો મનુષ્યો! તું તેમના દોષ ન જો. તેમને પ્રેમની નજરે જો. તેઓ જરૂર તારા પર મમતા રાખશે. તું સદ્દગુણી છે. કહેવાનો વખત તારે નહિ લાવવો જોઇએ. મારી સ્થિતિ 'સુડી વચ્ચે સોપારી' જેવી છે. વધારે શું કહું? મારી ખાતર એટલું સહન કર. વડીલને ન દુભાવ."

પાંચેક મિનિટ શાંતિ પ્રસરી. બંને મુગાં રહ્યાં. સવિતા શાંત પડી. પતિનો ઉપદેશ ગળે ઉતર્યો. તેની શાંત પ્રકૃતિ જોઇ તે શરમાઇ. પતિને સંતોષવા મારે બધુંએ વેઠવું જોઇએ. કેટલીક તો માર સહન કરે છે. મારે તેવું કાંઇ ચે નથી. ગાળે કાંઈ ઘા નથી પડવાનો. એ કેટલા શાંત!

તે કંઇક જાણતો હતો. માતા, બ્હેન અને સ્ત્રી વચ્ચે નજીવો કજીઓ થતો. બધાંને સ્હમજાવી તે ઠેકાણે રાખતો.

પત્નીને ગમે તે સંજોગોમાં શાંત રહેવાની સુચના આપતો. પરંતુ 'પ્રકૃતિ યાન્તિ ભૂતાનિ' એ ન્યાયે કંકાશ વધી પડતો. આ પરીણામ તેનું જ હશે એમ તેણે કલ્પી લીધું.

રમણે તેને માથે હાથ ફેરવ્યો. શાંત ચિત્તે તેણે પૂછયું, "તે આજ એકાએક આ શું ?" તે અનુત્તર રહી. રમણે ફરી પૂછયું, 'કહ્યા વગર મને શું ખબર પડે ? આમ રહવાનું કારણ તો કાંઈ હશે ને ?' ઉત્તર કાંઈ ન મળ્યો. અશ્રુનું પૂર ઉલટું વધ્યું. દુઃખ ઓછું થયે કાંઇ ઉત્તર મળશે ધારી રમણ ચુપ રહ્યો.

સવિતા શાંત પડી. તેણે આંખો લૂછી. મ્હોં ચઢાવી તે બોલી, "બધાંને તે તમે કેમ સંતોખશો ? આ કંકાશ તો બળ્યો રોજ ને રોજ. બળ્યું મારૂં જીવતર. જન્મારો આમને આમ જ કઢાવવો છેને ? હવે આમાંથી છૂટાય તો ઠીક. બરી ગીચું મોતે નથી આવતું." રમણ દીલગીર થયો. તે બોલ્યો, "આ તોફાનનું કાંઇ કારણ તો હશેને ?" તે બોલી, "શું કહું, કપાળ ! જરાજરામાં વચકું પડે. મારી રાં– ની આંજીજ ની ગમે. એમને તો ટેવ પડી ગયલી." રમણ વિચારમાં પડયો. તે બોલ્યો, "પણ એ થયું શાથી ? તે બોલી, "એ તો રામભાઈની કુમરીએ કોર લીધી. તે જોઈ મને યે મન થયું. મેં ચોરીનું કપડું લીધું. તમારી બેને તે મૂકતાં જોયું. બાને ચાડી કરી. પછી તો પૂછવું જ શું ! પૈસા તો મેં રાં– મારા ખરચ્યા."

સવિતા પસ્તાવો કરી રહી હતી. રમણચંદ્ર નીહાળી રહ્યો હતો. એક વાદળી એટલામાં આવી. ચંદ્ર તેમાં છુપાયો. રમણ બોલી ઉઠયો, "લે, આ વાદળીએ ચંદ્ર

ઢાંકી દીધો. તેજ કેટલું ઝાંખું પડયું ! આપણો સુખચંદ્ર પણ કંકાશ રૂપી વાદળાંથી ઢંકાયલો છે. પવન મેઘને હટાવી ચંદ્રને ચમકવા દેશે. તું યે વાયુલહરી બની ગૃહ-કલહના વાદળને હડસેલનાર અને સુખચંદ્ર ચમકાવનાર નથી શું ?"

સવિતાએ મ્હોં મલકાવ્યું. રમણને તે ભેટી પડી. તેના ગળામાં આંગળી ગોચતાં તે બોલી, "તમે કહેશો તેમ કરીશ. વાયુલહરી થઈશ. સુખચંદ્ર ચમકાવીશ. તમને દુઃખી કર્યા તેનો મને પસ્તાવો થાય છે. મને માફ નહિ કરો ? તમારે માટે હું બધુંએ ખમીશ."

રમણને સંતોષ થયો. તેને પોતાની પડખે બેસાડી તે બોલ્યો, "सम्मे वर्ते सावधान" એતો યાદ છે ને ? પ્રતિકૂળ સમયે શાંતિ, સહિષ્ણુતા અને પ્રેમ રાખવો. માનવદેહ ફરી ફરી નથી મળતો. તું દુઃખી થાય એ હું નથી ઇચ્છતો."

"હવે બહુ થયું. મારી ભૂલ થઇ. મને માફ કરો," સવિતા બોલી.

તેમણે ત્યાર પછી અનેક વાતો કરી. તેમનાં હૃદય દુધસાકર જેમ મળી ગયાં.

રાત્રિ ઘણી વીતી હતી. બંને સુઇ ગયાં.

કેટલાંક વર્ષો વીત્યાં. ગૃહસંસાર તેમનો ઠીક ચાલે છે, એકે દુઃખદ પ્રસંગ તેમણે નથી અનુભવ્યો. સવિતા યે પેલી શિક્ષા નથી ભૂલી.



# ખુવાર કર્યો.

(૧)

રાત્રિ ઘેરાવા માંડી હતી. વાળુ કરવાનો સમય થઈ ચૂકયો હતો. રામભાઈ બહારથી આવ્યા. કપડાં ઉતારી તે ચોકમાં સંચર્યા. ઈચ્છા રોટલા ટીપતી હતી. પાટલો લઈ તે ત્યાં બેઠા. તેણે પૂછ્યું,

"ખાવાને કેટલી વાર ?"

"તમને તો ધાડ જ બહુ આવે."

"ભૂખ લાગી છે."

"જરા વાર છે, અમણાં થઇ રેહે."

"વેલું નથી થતું ? થાકીને આવીએ તેનું તો કાંઇ ભાન જ ની મલે."

"આથી તે કેટલુંક વેલું. કાંઇ ચૂલા પર ચડી બેહાય છે ?"

"લવારો રેવા દે. કસ્તી હોય તો કરી લાખ. થાય એટલે બોલાવજે. હું સામે બેઠો છું."

રામભાઇ પાટલેથી ઉઠી આગલે બારણે ગયા. તેઓ સામે ઘેર જઇ બેઠા.

ઈચ્છાએ ઉતાવળ કરવા માંડી. મનમાં તે બળવા લાગી. તેનાથી ન રહેવાયું. તે બબડવા લાગીઃ

"આખો દાડો વૈતરૂ કરવાનું તોયે જશ ની. જાણે હું તો એક ગુલામડી! જરી જપવાનું ની મલે. બળ્યું કામ તો ખુટે જ ની. એ તો બારના ફરનારા. ઘરમાં રેય તો ખબર પડે કની! આવીને મારા પર તાગડધિન્ના કરે. હું શાં- તે મરૂં! મારી શાં- ની દયા જ ની મલે. બધો જ લહરડો લહડવાનો. વળી પાછી સીરજોરી. એ બધું હું જ ખમું. બીજી હોય તો ખબર પાડે! એ તો હું સંતોષ રાખી રઉં છું. મારી શાં- ની જાત હો લહાઇ ગઈ."

ઈચ્છા ખાવાનું કરી રહી. રામભાઇને તેણે બોલાવ્યા. તે આવ્યા. તેઓ ખાઇ પરવાર્યાં. નચિંત થઇ પછી સુતાં.

(૨)

પૂર્વમાં પ્રકાશ પ્રગટયો. સારૂંએ જગત જાગ્યું. "જાગીને જોઉં તો જગત ભાસે નહિં"—નરસિંહ મહેતાનો એ અનુભવ. લોકોને એવું ન્હોતું ભાસ્યું. સારાએ અસાર સંસારમાં તેઓ તો સાર શોધતા હતા. કેટકેટલાને તે લાધ્યો? સૌએ કર્તવ્ય સંભાળ્યાં. રામભાઈ પણ કામે નીકળ્યા. ઈચ્છા ઘરકામમાં વળગી.

અરમાદમાં ખંડુભાઇ નામે એક ગૃહસ્થ રહેતા હતા. તેમને પગે ખોડ હતી. સૌ કો તેને 'ખંડુ ખોડા'ને નામે ઓળખતાં. ગામની પટેલી તેમને સોંપવામાં આવી હતી. સરકારમાં તેમનો માનમરતબો ઠીક હતો. રામભાઇ તેમનો એકનો એક પુત્ર હતો. સાધનના અભાવે તે બહુ ભણી શકયો નહિ. બાપની લાગવગથી તે તલાટી નીમાયો હતો. તેના લગ્ન એક ગરીબ કુટુંબની છોકરી જોડે થયાં હતાં. ઈચ્છા સ્વભાવે નરમ હતી. સહનશકિત તેની સારી હતી. પાછળથી બબડતી પણ મ્હોડેથી એક શબ્દ પણ ન કાઢતી. આથી જ તે સાસરે સમાઇ ગઈ હતી.

મધ્યાન્હ થયો હતો. રામભાઇ ઘેર આવ્યા. ટપાલની તેમણે તપાસ કરી. ઇચ્છાએ એક કાગળ આપ્યો. તે કંકોત્રી હતી. કોઈ નજીકના સગાને ત્યાં લગ્નમાં તેમને આમંત્રણ હતું. કંકોત્રી વાંચ્યા પછી રામભાઇ બોલ્યા,

"આપણા અલ્લુનો પોયરો પરણે છે."

"કે દા'ડે ?"

"ફાગણ સુદ બીજે."

"તીઆરે તો જવું પડહે."

"કાંઇ ચાલવાનું છે ?"

"મારી રાં– ની પાહે કાંઇ ઘાલવાનું નથી તેનો કાંઈ વિચાર કર્યો ?"

"કેમ, કાંઈ નથી ?"

"કે દા'ડે લીધેલાં જે ! હું રાં– કાંથી લેઉં. મારૂં ગજું હોય તો તમને કે'વા હો ની આવું."

"થઈ રેહે તીઆરે."

"તમે તો થઈ રેહે જ કયી કરો. ની લુગડાંચીથડાંનુ ઠેકાણું કે ની ઘરેણાંનું ઠેકાણું."

"ઘરેણાંને હું માથામાં મારવાં છે ?"

"વરી ચાલતું ઓહે જે."

"ચાલે ની તો—"

"તમારી જોડે તો માથું જ ની ફોડાય. દુનીઆમાં રે'વું છે કે ની. તમને તો આબરૂ હો વાલી ની મલે. પોર્યાંટોર્યાં પરણાવવાં છે કે ની ? માટીડા ને ફાવે. બૈરાંને તો એકુ આયડો તો જોઈએ."

"એ ફીકર અમણાં આપણે થોડી જ છે."

"તમારે ની મલે તો હારૂ—મારે રાં—ને કંઇ ચાલે ! કાલે ઉઠીને તમે ની ઓવ તો મારે રાં— ને તો રવડી જ મરવાનું કની ? ઓય તો એક જાતનું ઓથું તો ખરૂં કની ?"

"તીઆરે તું મારી મરવાની જ રાહ જુએ કની ?"

"તમે તો જાણે અવરૂ જ લઇ બેહો. એમાં મેં રાં-ખોટું હું કહ્યું."

"બધી વાત તો ખરી પણ એ બધું લાવવું કાંથી. કાંઈ ઢગલો દાટેલો છે ?"

"તે તમે જાણો. ગમે તાંથી લાવો."

"તારે લીધે ચોરી કરૂં . લુગડાંનુ વરી જોઈ લેવા. ઘરેણાંનું તો નામ જ નો લેતી."

"એકુ વના ની ચાલે."

"કેટલી વીહે હા થાય તેનું કાંઇ ભાન છે?"

"ની ચાલે; ની ચાલે' કયું એટલે નીઆલ થીઆ. જરા કમાઇ લાવની એટલે ખબર પડે."

"અમે જ કમાતાં ઓઇએ તો તમારી વરી છાંયડી હું કામ હોધીએ?"

"તીઆરે વગર કામની બૂમ ની મારવી. અમારાથી પોંચાય તેટલું અમે કરીએ."

"હારૂ તીઆરે લુગડાં કરાવહો કની?"

"લઇ આવા."

(૩)

લગ્નનો દિવસ આવી પહોંચતાં વાર ન લાગી. રામભાઇ કાપડીઆને ત્યાં જઇ લુગડાં લઇ આવ્યા. તેમણે સારો ખર્ચ કર્યો. કાપડીઆએ સઘળું નામે નોંધ્યું.

ઇચ્છાએ ઘરેણાંનો ઘાટ ઉતારવા માંડયો. કોઇને ત્યાંથી લઇ આવવાનો તેણે મનસુબો કર્યો. કીકી તેની બ્હેનપણી હતી. તેને ત્યાંથી લાવવા વિચાર કર્યો. તેનો વર પૈસાદાર હતો. સારાં ઘરેણાં તેને ત્યાં હતાં. એક પ્રસંગે કીકીએ બધાં ઇચ્છાને દેખાડેલાં. તેથી જ ઇચ્છા તેને પૂછવા લોભાઇ. એક દિવસે તેને ત્યાં ગઇ. થોડીક વાર તેણે 'ઇધરતીધર' વાત કરી; આખરે તે બોલી,

"અલી કીકી, અલ્લુને તાં અમારે લગનમાં જવાનું છે."

"એમ કે!"

"ઓ૦વે. પણ અલી, મારી ડોકમાં તો કાંઈ ઘાલવાનું હો ની મલે."

"તે કરાવની તો."

"અલી, કઇ કઇને થાકી. તે તો માનતા જ ની. 'પગ જોઇ પાથરણું તાણીએ' એમ જ અલી, કયા કરે."

"સીતાજીના જેવો રઢ લઇ બેહની."

"અલી, એવું ની આવડે તેમાં જ તો."

"તીઆરે તું જાણે."

"અલી, એકાદ તારામાંથી આપે ની?"

"અલી, આપવાની તો મારી ના ની મલે. અલી, પણ મારતાંના બહુ ભુંડા છે. તે જાણે તો મારો જીવ લઇ લાખે."

"અલી, અવે એમ હું કરે? એક તો આપ. લગન પછી પાછું આપી જવા."

કીકો વિચારમાં પડી. ના તેનાથી કહેવાય એમ ન હતું. તેણે ઉકેલ કાઢવા માંડયો. નિર્ણય તેણે કરી નાખ્યો. તે બોલી,

"લે તીયારે તારે જોઇએ તે લઇ જા, પણ કોઇને કેતી નો."

"હારૂં."

કીકીએ ઘરેણાંનો દાબડો કાઢયો. ઇચ્છીએ એક પછી એક જોયાં. જાતજાતનાં ઘરેણાં કીકી પાસે હતાં. ઇચ્છીએ રાયણમાળા પસંદ કરી.

કીકીએ બીજાં બધાં ઘરેણાં દાબડામાં પાછાં મૂકયાં. દાબડો બરાબર વાસ્યો. તાળું ખેંચી જોયું. ખાત્રી થતાં તેણે પાછો ઠેકાણે મૂકયો. ઇચ્છા રાયણમાળા લઇ ઘેર ગઇ.



સૌ. લલિતાબ્હેન.

( આ પુસ્તકના સંપાદિકા. )

(૪)

શાન્તેકને દિવસે રામભાઈ અને ઇચ્છા હરિભાઈને ઘેર આવ્યાં. હરિભાઈ બબડ્યા. તે બોલ્યા, 'સગાં થઈને તમે વખત પર આવો તે સારૂં કહેવાય ?'

રામભાઇએ હરિભાઈને સમજાવી શાંત પાડ્યા. હરિભાઇ કામે વળગ્યા. રામભાઇ અને ઈચ્છા ઠરીઠામ થયાં.

જાન નીકળવાની તૈયારી હતી. સામાન ભરાવા માંડયો. સૌએ તપાસો લીધો. જાનૈયાઓ ગાડીમાં ગોઠવાયા. બૈરાં લાહરલુહર કરતાં હતાં. હરિભાઇએ તેમને ખખડાવી કાઢ્યાં. સૌકો બેસી રહ્યાં. જાન ગાડી પર આવી.

પાએક કલાકે ગાડી આવી. ઝપાટાબંધ સામાન ગોઠવાયો. જાન બધી બેસી ગઇ. હરિભાઇએ બધું તપાસી લીધું. ગાડી ઉપડી.

જાન મરોલી ઉતરવાની હતી. સ્ટેશન આવતાં વાર ન લાગી. વખત ક્યાં પસાર થઈ ગયો તેનું કોઈને ભાન ન રહ્યું. આગગાડી ઉભી રહેતાં સૌ ઉતરી પડયાં. તેમને મૂકી ગાડી રવાના થઈ.

સૌએ પોતપોતાની પેટીઓ તપાસી લીધી. ઇચ્છાને ફાળ પડી. તેની પેટીનો પત્તો ન હતો. આમતેમ તે ફાંફાં મારતી હતી. કોઇને તે ન જડી. ઇચ્છાની આંખ અશ્રુભીની થઈ ગઇ. તેનાથી રડાઈ જવાયું.

રામભાઇ વાત સાંભળી દોડતા આવ્યા. તેમણે તાર મૂકાવ્યો. સ્ટેશન માસ્તરે પણ તેમને ઠીક મદદ કરી. પેટી ક્યાં ગઇ. ફરી તેનો પત્તો ન લાગ્યો. રામભાઈ ગળગળા થઇ ગયા. રૂદન તેમણે રોકી રાખ્યું.

સૌકો લગ્નની મોજ માણતાં હતાં. રામભાઈ અને ઈચ્છાનાં હૃદય આજ સૂનાં હતાં. હર્ષ તેમનો શમી ગયો હતો. શોકસાગરમાં તેઓ ડૂબ્યાં હતાં. સૌ તેમને આશ્વાસન આપતાં હતાં. રસ તેમને ન્હોતો પડતો. ન છૂટકે તેઓ નહિ જેવો સંતોષ દેખાડતાં.

જાન ઉતારે આવી. સૌકો જમ્યાં. રામભાઈ અને ઈચ્છાને રસોઈ રસવિહોણી લાગી. નહિ જેવું તેઓ જમ્યાં.

વરઘોડો ચઢયો. માયરાં મંડાયાં. વર પોંકાયા. એકનું નાક ઝલાયું. બીજાએ સાવધાન રહી ચોટ ચુકાવી. સાસુએ તેમને માયરે મૂકયા. બ્રાહ્મણોએ 'સાવધાન' ઉચ્ચાર્યું.

સૌ ઉલ્લાસે ઉછળતાં. ઈચ્છા કયાંક ચંપાઈ રહી હતી. તેને ઘોંઘાટમાં યે સુનકાર લાગતો. છુપાં અશ્રુ તે સારતી.

લગ્ન થઇ ચુકયાં. રામભાઈ સવારે રસ્તે પડયા. ઇચ્છા જાન સાથે આવી.

(૫)

દિવસેક વીત્યો. ઇચ્છા હૈયાસુની રહેતી. કામમાં પણ તેનું ચિત્ત ન્હોતું ચોંટતું. રામભાઈ એક કામ સોંપતા તો ઈચ્છા બીજું જ કરતી. રામભાઈથી ન રહેવાયું. તે બોલ્યા,

"અવે ગયું તે ગયું. ચિત્ત તો ઠેકાણે રાખ. કાંઈ પાછું આવવાનું છે ?"

"તેની તો નિરવતિ. મને તો બીજું જ બર્યા કરે."

"કે તો ખરી ?"

"હું કેઉં ! મારૂં રાં- નું કપાર."

"તોયે ?"

"કે'વા તો વરી તમને પાછો હંતાપ થહે."

"આ યે હંતાપ જ કની. એ વરી બીજો."

"મેં રાં- કીકીની રાયણ-માળા આણેલી."

"તે હો ગઈ કની ?"

"ગઈ જ તો."

"તેં તો સત્યાનાશ વાળ્યું."

ઈચ્છા રડી પડી. રામભાઈ ગમ ખાઈ ગયા. તેની આંખમાં પણ અશ્રુ તરી આવ્યાં. તે ઘરમાંથી ચાલી નીકળ્યા.

તે આંબાવાડીમાં આવ્યા. એક આંબા નીચે બેઠા. આંખમાંથી દડદડ આંસુ સરી પડયાં. દુઃખ ઓછું થયું ત્યાં સુધી તેઓ રડ્યા. આખરે તે બોલ્યા, "રાં–ના વા'યા ને ઠોબલાં હાયાં એ કહેવત શું ખોટી છે ? રાં–માં કોઠીની અક્કલ ની મરે. રાં- બધું જ પેટીમાં ડાબેલું. ડાકમાં લાખેલું ઓતે તો કાંઇ ઉતું. રાં- ફજેત કરવાની. અવે તેનું લગાડયા વના છૂટકો ! કોણ જાણે કેટલાની ઓહે ? રાં- ખુવાર કર્યો. રાં- પેરજે અવે !"

રામભાઇ શાંત પડયા. રાત્રિ ઘેરાતાં ઘેર આવ્યા.

(૬)

રામભાઇએ રૂપીઆની જોગવાઇ કરવા માંડી. થોડીક જમીન વેચી. બાકીનાનું કરજ કર્યું. રાયણ-માળા તેમણે આણી.

ઇચ્છા કીકીને આપવા ગઇ. પેટી ખોવાયાની વાત બધે ચર્ચાઇ હતી. કીકીએ અધીરાઇથી પૂછ્યું,

"રાયણ-માળા લાવી ?"

"ઓ૦વે. એ તો એને મૂકવા આપેલી તે બચી."

"અલી, તે એટલીઓની હચવાઈ કે?"

"અવે ફરી કાન ચીમર્યો. કોઈનું કાંઈ લઈ ની જવું. આપણાથી હચવાય ની ને જાય તો ભરી લાખવું પડે. આપણું ગજું હું?"

"વાત તો ખરી."

"આજથી પાણી મૂચકું."

ઇચ્છા પાછી ફરી.

(૭)

રામભાઈનો દેવું વાળતાં દમ નીકળી ગયો. થોડી આવકમાં તે નિર્વાહ ચલાવતા. તેમાં આ ખાડો પડ્યો. જીવન તેમને ત્યારે ભારરૂપ લાગ્યું. ધૈર્યથી તેમણે ધપાવ્યું. થોડું બચાવવા માંડ્યું. ઇચ્છા પણ કસર કરતાં શીખી. વરબૈરી બે જ જણાં એટલે તેમને ઝાઝો ખર્ચ ન્હોતો. રામભાઈ રોજ કહેતા કે, "રાં– ખુવાર કર્યો." ઇચ્છા જવાબમાં કહેતી કે, 'કાન ચીમર્યો.'

ચારેક વર્ષમાં તો તેઓ દેવામાંથી મુકત થઈ ગયાં. સંતોષ તેમણે વ્હાલો કર્યો.



# મરણું તો—?

(૧)

સવારનો પહોર હતો. ગુજરાત કોલેજની છાત્રાલયના વિદ્યાર્થીઓ આમતેમ આંટા મારતા હતા. એક વિદ્યાર્થી વિચારમાં ગુંથાયલો ઉભો હતો. માથે હાથ દઇ જાણે કંઇક ગંભીર વિચારનો ઉકેલ ન કરતો હોય! ઘડીકમાં તે ઉંચું જોતો. વદન ઉપર નિરાશાનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હતાં. કઠેરા ઉપર તેણે જોરથી હાથ પછાડયો. તેના હૃદયમાં ધ્રાસ્કો પડયો. તે આમતેમ જોવા લાગ્યો. કોઇએ મને જોયો તો નથી એમ થયું. તે પાછો સ્વસ્થ થયો. વળી વિચારોમાં તણાયો. તેની આ સ્થિતિ હતી. એટલામાં પાછળથી કોઇએ ખભે હાથ મૂકયો. તે ચમકયો. આગન્તુકે પૂછયું, "રમણ, તું શા વિચાર કરી રહ્યો છે?" રમણ કાંઈ બોલ્યો નહિ. પોતાના ઓરડામાં તે ચાલ્યો ગયો. શાન્તિ પણ પાછો ગયો.

રમણ અને શાન્તિ સહાધ્યાયીઓ હતા. મેટ્રીકની પરીક્ષા પાસ કરી બંને ગુજરાત કોલેજમાં દાખલ થયા હતા. બાલ્યાવસ્થાથી જ તેઓ મિત્રો હતા. અન્ય કોઈ પણ જગ્યાએ રહેવાની સગવડ ન હોવાથી બંને છાત્રાલયમાં જ રહેતા.

રમણ પોતાનાં માતપિતાનો એકનો એક દીવો હતો. તેના પિતા મગનલાલ સાધારણ સ્થિતિના માણસ હતા. ખેતી સિવાય ઉપજનું બીજું સાધન ન હતું. કરકસર કરી છોકરાને ભણાવતા હતા. પોતાનો છોકરો ભણીગણી ન્યાતજાતમાં આબરૂ મેળવે એ તેમની ઉમેદ હતી. દરેક વર્ષે પાસ થઈ પિતાની એ આશા પૂરતો. શાન્તિના પિતા કસ્ટમ ખાતામાં નોકરીએ હતા. જમીનની આવક પણ ઠીક હતી. છોકરો ભણે છે કે કેમ તેની કાળજી તેઓ બહુ જ ઓછી રાખતા. પિતાની બેપરવાનો લાભ શાન્તિએ ન્હોતો લીધો. ભણવામાં તે રમણ જેટલો હુશીઆર ન હતો. પરંતુ તેની સંગતને લીધે તેનાથી પાછળ ન્હોતો જ પડયો.

બન્ને ઓરડામાં દાખલ થયા. રમણ ખાટલામાં સુઇ ગયો. શાન્તિ ખુરસી પર બેઠો. શાન્તિએ પાછું પૂછ્યું, "રમણ, તું શા વિચાર કરતો હતો?" રમણ બોલ્યો, "કાંઇ નહિ."

'મારો પણ અણવિશ્વાસ! કોઈ દિવસ નહિ ને આજ તને આ શું થયું? રમણ, તું મારાથી છુપાવે છે. રોજ તો તું તારૂં હૃદય મારી આગળ ખોલતો. તારી ગુંચવણોનો ઉકેલ કરાવતો. મારે પણ તારાથી કાંઈ છાનું

ન હતું. તારા દીલમાં ભારે દર્દ છે. હું તે કળી શકું છું. ભાઈ, મ્હને નહિ કહે ? તારૂં દુઃખ બનશે હું દૂર કરીશ. એકવાર મ્હને કહે."

"કર્મે લખેલું અને જીવન સાથે જકડાયલું મ્હારાથી કે તારાથી સ્હેજે ન વેડફી શકાય. તું ખોટી માથાકુટ ન કર. તને કહેવાથી મારૂં દુઃખ ઓછું નહિ થાય. તું તે વધારીશ. મને ખાત્રી છે કે તારી સલાહ મારી ગુંચવણને નહિ ઠેલી શકે. તુ ન જાણે એટલું જ હું ઇચ્છું છું. મ્હને ન અકળાવ."

"ભાઈ, હૃદય ખાલી કરવાથી મગજનો ભાર ઓછો થાય છે. વિચારમાં ને વિચારમાં તો તું ગાંડો થઇ જઇશ. મારૂં માન. મને કહેવાથી તારૂં દુઃખ ઓછું થાય છે કે નહિ તે તું જો. સૌનો નિકાલ પ્રભુ કાઢી આપે છે. તારે તેની ચિંતા શી ?"

"ભાઇ, મ્હને ન પીગળાવ. મ્હને—" રમણ અટકયો, તેણે રડી દીધું. શાન્તિએ તેને રડવા દીધો.

રૂદનથી હૃદયનો ભાર ઓછો થાય છે. દુઃખ શમી જાય છે. શાન્તિ તેને રડતો મૂકી ચાલ્યો ગયો. રમણ પાએક કલાક રડયો હશે. કલાક સુધી તે ખાટલામાં પડી રહ્યો. પછી તે ઉઠયો. પાણી લઇ મ્હોં ધોઇ નાંખ્યું. ન્હાઇ લઇ તેણે જમી લીધું. કોલેજનો વખત પણ એટલામાં થઇ ગયો. તે તેના વર્ગમાં ગયો.

શાન્તિ પણ પરવારી કોલેજમાં ગયો.

(૨)

સાંજના સાતેકનો સુમાર થયો હશે. રમણ ઓરડામાં જ હતો. શાન્તિ બહારથી ફરીને હમણાં જ આવ્યો હતો. કપડાં ઉતારી તે ખુરશી ઉપર બેઠો. રમણે વાત ઉપાડી.

"શાન્તિ ! હું પરણું તો—?"

શાન્તિ બહાર જવા ઉઠયો. જતાંજતાં કહેતો ગયો, "અધીરો ન થા. હું હમણાં આવું છું."

રમણના લગ્ન નાનપણમાં જ થયાં હતાં. મણી સવરામભાઇની ત્રણ છોકરીઓમાં સૌથી મોટી હતી. મણીને પરણાવ્યા પછી માતા મરી ગઇ. ઘરનો સઘળો કારભાર મણીને માથે પડયો. ઘરકામમાં તેથી જ તે પાવરધી થઇ હતી. મણી સાધારણ અનાવિલ કન્યા હતી. શરીર તેનું ઘાટીલું હતું. કદ મધ્યમ હતું. અવયવો તેના ભરેલા હતા. રમણ નિશાળે ભણતો ત્યારનો જ મણીને સ્વછંદી માનતો. પરંતુ તેની સ્વછંદતામાં યે સંયમ હતો. રમણને તેનો અનુભવ ન્હોતો. તેના પ્રત્યે તેને અણગમો ઉત્પન્ન થયો હતો. માતપિતા મણીને ઘેર તેડતાં ત્યારે પણ તે બંડ ઉઠાવતો. આથી માતપિતાને એના ભાવિની ચીંતા રહ્યા કરતી.

પાએક કલાક વિત્યા પછી શાન્તિ આવ્યો. રમણે ફરી પૂછયું, 'હું પરણું તો—?' શાન્તિ વિચારમાં પડયો. રમણનો મનોભાવ તે જાણતો હતો. તે બોલ્યો, 'આ ભૂત તને કયાંથી વળગ્યું ? બિચારાં મણીબ્હેનનો કાંઇ વિચાર કર્યો?' રમણ નામ લેતાંની સાથે ભડકયો. જાણે પગ નીચે સાપ છુંદાયો !

"મારે એ વાત નથી જોઈતી. તું શું સલાહ આપે છે?"

"તને સલાહ આપી હું પાપમાં નહિ પડું. એક અબળાનો નિઃશ્વાસો હું નહિ લઉં. પ્રભુને ત્યાં હું ગુન્હેગાર થાઉં."

"એમાં પાપ શાનું? નિઃસાસો શો અને ગુન્હો શો? મિત્રને સાફ દીલે સલાહ આપવી એ તારો ધર્મ છે."

"સાફ દીલ રાખી બન્ને પક્ષને હું ન્યાય નહિ આપી શકું. મારે તો મૌન રાખવું જ યોગ્ય છે. તે છતાં મારે એટલું તો કહેવું જ જોઈએ કે તારો તો નર્યો ગુન્હો જ છે."

"ત્યારે તું એમ જ કહેવા માગે છે કે મ્હારે મ્હારૂં જીવતર એળે જવા દેવું? જીવનના કોડ મારે અણપૂર્યા રહેવા દેવા? મારે કુંવારા રહેવું એમ જ તું કહે છે ને?"

"કુંવારો કેમ! કેટકેટલાંની સાક્ષી રાખી મણીબ્હેનને તું પરણ્યો છે. સ્વાર્થી જગત ભલે એને ન્યાય ન આપે. પ્રભુ તો ન્યાયી છે જ."

"જોયો તારો પ્રભુ. મારૂં દીલ નથી ઠરતું ત્યાં ક્યાં તારા પ્રભુને હોમે છે."

"રમણ, નાસ્તિકવાદ જવા દે. લગ્ન એટલે સગવડ એટલું જ તું સમજ્યો છે. લગ્નની ભાવના તો ઉંડી છે. કવિશ્રી ન્હાનાલાલે ગાયું છે કે, 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.' તું તો પ્રભુતામાંથી પગલાં પાછાં આદરે છે."

"તારૂં તત્ત્વજ્ઞાન મ્હને ગળે નથી ઉતરતું. હું તો પરણીશ"

"હું યે જોઈશ."

(૩)

દીવાળીની રજા પડી ચુકી હતી. રમણ તથા શાન્તિ ઘેર આવ્યા હતા. મણીને પણ આ શુભ ટાંકણે બોલાવવામાં આવી હતી. રમણને આ બીલકુલ રૂચ્યું નહિ. તેનું મ્હોં કટાણું થઈ ગયું. ક્યાંથી અહીં આવ્યો એમ થયું. પણ શું કરે ? ઉપાય ન હતો. વખત હોત તો તે પાછો પણ ચાલ્યો જાત એટલી એને સુગ હતી. ન છૂટકે તે રહ્યો.

રમણને ફરી પરણવું છે એ વાત મણીને શાન્તિની સ્રી મનોરમા મારફત પહોંચી ગઇ હતી. મણીને દુઃખ થયું. વાત એટલે સુધી પહોંચી છે એ બિચારીએ ત્યારે જ જાણ્યું. મણી ત્યારે રડી. મનોરમાએ આશ્વાસન આપ્યું.

શાન્તિ અને મનોરમાને ઠીક હળતું. 'ચ્હાવું–સ્હેવું' એટલું જ બંને સ્હમજતાં. તેમનાં હૃદય મળેલાં હતાં. તેમનાં સુખમાં ભાગ્યે જ વિખવાદ પડતો. બન્ને સમજુ હતાં.

સૌએ વાળું કરી લીધું. રમણ પોતાની મેડીએ ગયો. પલંગ ઉપર તે પડયો. હાથમાં રેનોલ્ડઝનું 'બ્રોન્ઝ સ્ટેચ્યુ' નામક પુસ્તક હતું તે તે વાંચતો હતો. વાંચતાંવાંચતાં તે વિચારમાં પડયો. આ વાકયે તેનું ધ્યાન ખેંચ્યું—Beauty is not the only qualification which makes women adorable. (ખુબસુરતી સ્રીને ચ્હાવાની લાયકાત માત્ર નથી.) હું રેનોલ્ડઝ ખરૂં કહે છે ! મણીને ચ્હાવામાં શું વાંધો છે ? એનામાં રૂપ નથી એ જ; બીજીતો એનામાં કાંઇ પણ ખામી નથી. પુરૂષો વ્હેમીલા હોય છે. સ્રીઓ એટલે અનીતિ એમ જ તેઓ ધારી લે છે. એ અહીં આવી છે એ એક વાતે તો ઠીક છે. પ્રભુએ

તો નહિ મોકલી હોય! પણ હું પ્રભુને ક્યાં માનું છું. હશે, હું એના ઉપર નજર રાખીશ. ચ્હાવા યોગ્ય લાગશે તો ચાહીશ. એને મારી કરીશ.

રમણની વિચારમાળા તુટી. દાદર ઉપર કોઈ ચઢતું હતું. રમણે મણીને જોઇ. પાણીનો લોટો મૂકવા તે ઉપર આવી હતી. વિચારો તેના ઓસરી ગયા. ઉંઘવાનો તેણે ઢોંગ કર્યો. મણીએ લોટો પલંગ નીચે મૂક્યો. થોડીવાર તે ઉભી રહી. તેનાથી ન રહેવાયું. તે બોલી, "આટલીવારમાં ઉંઘ પણ આવી ગઈ!"

રમણનો ઢોંગ ચાલુ જ હતો. મણીએ આંગળી અડકાવી. રમણનું લોહી ઉકળી આવ્યું. તેણે હાથ તરછોડી નાખ્યો. મણી ઝંખવાણી પડી. તેને તો રમણના શબ્દો સાંભળવા હતા: શું કડવા કે મીઠા. તે બોલી, "હું નથી ગમતી! બીજી શોધી આપું? રમણથી આ ન સહન થયું. તેણે ઉઠી મણીને લાત મારી. તેનાથી બેસી જવાયું. આંખ અશ્રુભીની થઇ ગઈ. આખરે તે રડી પડી. આ સ્થિતિ થોડાક વખત રહી હશે. પછી તો તેને નિદ્રા આવી ગઇ. ઉંઘમાં પોતાનું દુઃખ તે ભુલી ગઈ.

(૪)

દશેક દિવસ વીત્યા હશે. રમણ માંદો પડયો. મગજે ગરમી પુષ્કળ ચઢી ગઈ. રાતદિવસ માથે બરફ મૂકવો પડતો. ડાકતરના શબ્દો નિરાશા સૂચવતા. મણી બિચારી ગભરાઈ. મારું શું થશે એમ ઘડીક થયું. પ્રભુ સૌનો બેલી છે. એમને આરામ કરશે. એમ ધારી આશા બાંધી. તે તનતોડ સારવાર કરતી. રાત્રિ અને દિવસ તેને મન

સરખાં જ હતાં. બા કહેતી, "બેટા, જરી આરામ લે. તું પડશે તો તારી વળી વેઠ કોણ કરશે?" તે કહેતી, "મને તો કાંઇ યે નહિ થાય." મણીની સારવારમાં જરા યે કચાશ ન હતી. રમણ તેનો તીરસ્કાર કરતો પણ તે તો તેના હૃદયમાં વસ્યો હતો.

દાક્તરની દવાથી અને મણીની સારવારથી રમણને દિનપરદિન આરામ થવા માંડયો. રમણની માંદગી બરાબર અગીઆર દિવસ ચાલી. તેણે ધીમે ધીમે ઘરમાં હરફર કરવા માંડયું. દાકતરે પણ ખાવાની છૂટ આપી હતી. છતાં કાળજી તો રાખવાની જ હતી. મણી નિયમસર બધું કરી આપતી. પંદરેક દિવસમાં તો રમણ સારો થઇ ગયો. સૌને નિરાંત થઈ. મણીનો તો હરખ માયો જ નહિ.

કોલેજમાં જવાનો સમય આવી પહોંચ્યો. મણીનો પોતા પ્રત્યે આટલો બધો પ્રેમ છે તે રમણે હમણાં જ જાણ્યું. તે શરમીંદો પડી ગયો. મણી સામે તે જોઇ શકતો નહિ. મણીને અન્યાય થયો હતો. તે તેને ખૂંચી ગયું. મણી પ્રત્યે તેવો જ ભાવ રાખી તેનો બદલો વાળીશ એમ થયું. ઘર આગળ એ આજની રાત જ હતો. વાળું કરી રહ્યા પછી તેણે મણીને કહ્યું, "જરા પરવારી ઉપર આવજે." મણી ચમકી વિચારમાં પડી. મારો કાંઈ વાંક તો નથી એમ થયું. પરવારી તે ઉપર ગઈ. તેના પગ ધ્રુજતા હતા.

રમણે પૂછ્યું, "તે દિવસની હિંમત કયાં ગઇ?" મણી બોલી, "તમે જ દબાવી દીધી." રમણે હાથ પકડી તેને પલંગ ઉપર બેસાડી. મણી નીચું જોઈ ગઈ. રમણ અધીરો થયો. "કેમ, નહિ બોલે?" તેણે કહ્યું. મણીએ

ટકોર કરી, "તમે કયારે બોલ્યા હતા ?" "આ હમણા જ બોલ્યો," રમણે કહ્યું. "તમને તો નહિ જીતાય." કહી મણી હારી બેઠી. કેટલાં વર્ષોનાં વિખુટાં હૃદયો આજ દીલ ખોલી રહ્યાં છે. આજે તેમની વાતો પુરી જ ન્હોતી થતી. કવિ બાયરને સત્ય જ કહ્યું છે કે "No sleep till morn when youth and pleasure meet." (યૌવન અને આનંદ જ્યાં એકત્રિત થાય છે ત્યાં સવાર સુધી ઉંઘ આવતી જ નથી.) તેઓ પણ ન ઉંઘ્યાં. બીજે દિવસે કોલેજમાં જવા રમણ ચાલ્યો ગયો.

(૫)

ત્રણેક વર્ષો વિત્યાં હશે. મણી પુત્રની માતા થઈ છે. રજાઓમાં રમણ આવતો ત્યારે મણી 'બીજી શોધી લાવુ" કહી ચીડવતી. શરમનો માર્યો રમણ નીચું જોતો. શાન્તિ પણ કહેતો કે 'પરણું તો—?' નું ભૂત મણી બ્હેને કાઢયું. હું કેટલો સફળ થાત એ તો પ્રભુ જાણે. મારૂં ચાલત ત્યાં સુધી તો તને કુંવારો જ રાખત. વળી પાછું ગાંડપણ ન આવે, જોજે હવે. બિચારીને દુઃખી ન કરીશ. રમણ ચીડાતો. વાત ઉડાવતો. 'રહેવા દે તારૂં ડહાપણ' એટલું કહેતો. શાન્તિ કહેતો, "ડહાપણ તો તારૂં. મને નહિ તો કાકો કોણ કહેત ?" આવો વિનોદ ઘણો થતો.

પરીક્ષા નજીક આવતી હતી. બંને બી. એના છેલ્લા વર્ષમાં હતા. વિનોદ તેમણે કોરાણે મૂકયો હતો. વાંચવામાં બંને મશગુલ હતા.

પરીક્ષા થઈ ગઈ. બન્ને પાસ થયા. રમણ બીજા વર્ગમાં આવ્યો. સૌને આનંદ થયો. મણીને વિશેષ થયો.



# અમોઘ ઔષધ.

(૧)

રામચંદ્ર સૌ વાતે સુખી હતો. દુઃખ તેને લગારે ન્હોતું. માસિક સવાસોની નોકરી હતી. કોઈની પરવા કર્યા વિના પોતાનું શાંત જીવન તે ગાળતો. લોકો તેને 'સુખી છે' એમ કહેતું. પરંતુ તેનું મન ન્હોતું માનતું. ખાવું પીવું અને પહેરવું ઓઢવું એ કાંઈ સુખ નથી. ગરીબીમાં યે સુખ નથી. સુખ તો કોઈ ન્યારી ચીજ છે. તેનો સંબંધ હૃદય અને મન સાથે છે. હૃદયનું સુખ અને મનની શાંતિ વિના સારાએ સંસાર નકામો છે. લોકોનું સંસાર-સુખ નષ્ટ થવાનાં અનેક કારણો છે. રામચંદ્રનું સુખ તેની પત્નીએ નષ્ટ કર્યું હતું. તેની આગળ તેનું જરા યે ચલણ ન હતું. તેની સ્ત્રીના જેટલો તે પોતાના ઉપરિથી યે ન્હોતો બ્હીતો. તલવારનો ઘા તે સહન કરી શકે; પરંતુ સ્ત્રીની જીભનો ઘા તેને અસહ્ય લાગતો. કંઈકિટલી વાર પ્રસંગ

પડતાં તે ન્હાસી છૂટતો. તેની મરજી વિરૂદ્ધ નજીવું કામ પણ તે ન કરી શકતો. તેની તો આજ્ઞા ઉઠાવ્યે જ છૂટકો. તે જેટલું પાણી પાતી તેટલું એ પીતો. આ જડ પેસવાનું કાંઇ કારણ? એમાં વાંક રામચંદ્રનો જ હતો. પત્નીની 'હુકો' અસલથી જ ચાલતી. રામચંદ્રને પહેલાં તેમાં રસ પડયો. તેને ઓર મઝા પડતી. તે સહન કરી લેતો. મલકાતે મ્હોંએ તે ગમેતેમ બકતી. તે સાંભળીને એ હસતો. તેની ઉત્સુકતા વધતી. એને માઠું જરા યે ન્હોતું લાગતું. કેટલોક સમય વીત્યો. યૌવનના પ્રેમનાં પૂર ઓસરવા માંડયાં. તેની નવીનતા નષ્ટ થઇ. પતિ–પત્નીનો સંબંધ માત્ર રહ્યો. વ્યવહારમાં પરિવર્તનો થયાં. મલકાતાં મ્હોંની મીઠાશ મોળી પડી. રામચંદ્ર અકળાવા લાગ્યો. તેની મુંઝવણ અપાર હતી. તેને કારી ઘા લાગવા માંડયા.

બેએક પ્રહર સમય વીત્યો હશે. રામચંદ્ર કચેરીમાં ગયો હતો. તેના વૃદ્ધ પિતા ઓસરીમાં આડા પડયા હતા. તેનો આઠ વર્ષનો પુત્ર ત્યાં રમતો હતો. ડોસાએ તેને કહ્યું,

"કીકુ, જરા પાણી લઇ આવ ને?

કીકુ બોલ્યો, "ના, નહિ લાવું."

"જાની બહુ ડાહ્યો છે; બાપાનું કામ નહિ કરે?"

"જાવ, નથી કરવું."

"મને બહુ તરસ લાગી છે. પાણી લાવ ને?"

"ના, તે નથી જવું."

ડોસાને લાગ્યું કે તે નહિ જાય. તે ઉઠયો. તેની પાસે જઈ તે બોલ્યો, "લુચ્ચો, માથ ઉપર જ પડેલો."

"લુચ્ચો કોને કેવ? તમે લુચ્ચા."

"શું છે?"

"લુચ્ચા; બાપા લુચ્ચા"

ડોસાને ગુસ્સો ચઢયો. તેણે કીકુનો હાથ પકડયો તેનો કાન આમળતાં કહ્યું, "કેમ, ફરી લુચ્ચો કે'હે કે?"

કીકુ ખીજવાઇને બોલ્યો, "કે'વા."

ડોસો ફરી કાન ચીમળતાં બોલ્યો, "જોઉં વારૂ."

કીકુથી આ વેળા ન ખમાયું. તે ખુબ ખીજવાયો. કાન છોડવવાનો પ્રયત્ન કરતાં તે બોલ્યો, "તમે લુચ્ચા!"

ડોસાએ કીકુને એક તમાચો ચોઢી કાઢયો. કીકુ રડી પડયો. ડોસાએ તેને છોડી મૂકયો. તે બોલ્યો, "ખબરદાર જો હવે બોલ્યો તો કાન જ તોડી લાખા."

કીકુ પોતાની બા પાસે દોડી ગયો. તેને રડતો જોઇ તેણે પુછ્યું, "હું છે?"

કીકુ બોલ્યોઃ "બાપાએ માર્યો"

પુત્રનો એક કાન લાલ થયલો માતાએ દીઠો. તે બબડવા લાગી. "ડોહલો મોટો! નાહ્ના પોર્યા પર હાથ ચલાવતાં હરમ ની આવી. બેઠાંબેઠાં ખાવું ને પોર્યાંને મારવો. સુ–નું મોતો ની આવતું. આથો ની નીકરો પડતો. એ સુ– મરહે ત્યારે જ મને નીરાંત વરહે." કીકુ તરફ તે વળી. તે બોલી, "રઈજા. અવે જો ડોહલો મારે તો પત્થર જ છુટો મારજે. પછી સુ– મારવાનું જ ભુલી જહે."

આ પ્રમાણે તે ફાવે તેમ બકતી હતી. ડોસો થોડીક વાર સાંભળી રહ્યો. તેનાથી આખરે ન રહેવાયું. તે ખીજવાયો. પોતાની જુવાની સાંભરી. તે આગળ ધસી આવ્યો, "માર્યો તેમાં હું શા પડી ગીઓ ? એના લખખણ તો જો. જરા કામ હોંપ્યું તે તો થીઉં ની. મને લુચ્ચો કહ્યો. એને વારવા કાન ચીમર્યો તેમાં હું ખોટું કર્યું ?"

વહુ બોલી, "કેમ કાન ચીમર્યો ? તું કોણ મોટો ચીમરનારો ? લુચ્ચો કહ્યો તેમાં હું થીઉં ? કાં ઓછો છે ! લુચ્ચા વગર પોર્યાને માર્યો."

વહુનું આ પ્રમાણપત્ર સાંભળી ડોસાને ગુસ્સો ચઢયો. તે બોલ્યો, "લવરી મૂક. હું એ નથી ખમવાનો. મારો પોર્યો ખમે. સાચવીને વાત કર નહિ તો જીભ જ ખેંચી કાઢા. ડાહો ડાહો પણ તારી તો ખબર લઇ લાખા."

સસરાના શબ્દો સાંભળી વહુ બારણા પાછળ ભરાઇ. તે બોલી, "ખેંચ જોઉં. ની ખેંચે તો હમ છે. તું કેમ ખેંચે તે તો જોઉં. કેમ, ખેંચની ?"

આ ધુમરાણ સાંભળી કામવાળી દોડી આવી. તે વહુને અંદર લઇ ગઇ. ડોસો પણ સ્હમજી ગયો. વધારે બોલવું તેને ઠીક ન લાગ્યું. તે બબડયો, "ખાળકુવામાં પત્થર નાખીએ તો છંટાઇએ. સા– રામલાએ મોઢે ચઢાવી મૂકેલી. બીજો કોઇ હોય તો રાં– ને સીધી જ કરી મૂકે." ડોસો બબડી મુંગો રહ્યો. વહુએ તેની વાત પેટી પોઇ મારી.

(૨)

સાંજ પડી. રામચંદ્ર કચેરીથી ઘેર આવ્યો. વૃદ્ધ પિતાનો તેને પહેલો ભેટો થયો. તે બોલ્યા, 'રામુ, મારાથી અહીં હવે નહિ રહેવાય. તું તારું સંભાળ. હું ગમે તે દુઃખ ખમું પણ તારી વહુનાં વેણ હું નહિ સાંખું. અત્યાર સુધી જેમતેમ નભાવ્યું. હવે મારાથી નહિ થોભાય."

રામચંદ્રની છાતી ધડકવા લાગી. વહુનું નામ સાંભળતાં તે બાંધો. તેણે પૂછ્યું, 'શું થયું?'

બાપે કહ્યું, 'તને કહ્યાથી શું! તારાથી શું થવાનું છે? હું ગામ જઈશ. કાચું પાકું ખાઈશ. પ્રભુનું ભજન કરીશ.'

"ગામમાં એકલાથી નહિ રહેવાય. ખાવાની પંચાત પડશે."

"ન રહેવાય તો મરું. રાં– ની બોલી ખમું."

"કહેવાનું બાજુએ રહ્યું ને બીજુ જ બાક્યા કરો," કહેતો રામચંદ્ર ઘરમાં દાખલ થયો.

શ્રાવણ ભાદરવા સમોવડી વહુ અંદર 'તોબરો' ચઢાવી બેઠી હતી. હમણાં ગગડશે એવો ભાસ તેના મ્હોં ઉપરથી થતો હતો. ભમ્મર ચઢેલી હતી. આંખો ગુસ્સાને લીધે લાલચોળ થઇ હતી. રામચંદ્રને કંઇક પૂછવાની મરજી થઇ. પરંતુ હિંમત તેની ઓસરી ગઈ. તે પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. કપડાં તેણે બદલી નાખ્યાં. કામવાળી પાસે તે પહોંચ્યો. તેને પૂછ્યું, 'આજ શું થયું? તને કાંઇ ખબર છે?'

કામવાળીઃ "કોઇએ કીકુને માયરો. તેમાંથી હહરાવણ લયહાં."

'અં હ' કહેતો રામચંદ્ર પત્ની પાસે ગયો. હિંમત એકઠી કરી તે બોલ્યો, 'આજ ઉદાસ કેમ ?'

વહુ બોલીઃ 'ડાહ્યલો મરવા પડ્યો ! તેના શોકમાં જ તો.'

રામચંદ્ર ચૂપ થઇ ગયો. હિંમતથી તેણે ફરી પૂછ્યું, 'પણ થયું શું ?'

"તે મુ- ને પુછોને ? ખાઇખાઇને મુ-એ ખડતલ ઘાલ્યું."

"સાચું કહી દેને કે નિકાલ. ચાવીને નકામું ચીકણું શું કામ કરે."

"કીકુને નાહક માર્યો. મારી વરી જીભ ખેંચવા આવ્યો. હાથમાં પત્યું. ની તો પૂજેત કરી લાખતે." આ અપશબ્દો સાંભળી રામચંદ્રને ક્રોધ ચઢયો. તે ઘાંટો પાડી બોલ્યો, "શું બકે છે ? આવું બોલતાં મ્હોમાં જીવડા નથી પડતા."

આટલા શબ્દો બોલતાં રામચંદ્રને પરસેવો છૂટયો. આમાં તેણે મોટો વાઘ માર્યો. ક્રોધ કાયરને વીર બનાવે છે એ ન્યાયે આ પણ બન્યું.

રામચંદ્રની વાત સાંભળી વહુ રાતી-પીળી થઇ ગઇ. ઘુરકી તેણે કહ્યું, "પુછવા તો તમે આવ્યા. કયું ત્યારે ડાહ્યાનું ખેંચવા આવ્યા. હું કરી લેડો જે ? હું રાં- ખરી કે એ ડાહ્યલાને આ તગેડું.'

વહુની આ 'ભીષ્મ-પ્રતિજ્ઞા' સાંભળી રામચંદ્રનો ક્રોધ શમી ગયો. તેનામાં ભયનો સંચાર થયો. મૌન તેણે સ્વીકાર્યું. તેણે નરમ શબ્દથી કહ્યું 'અરે ઓ શે, હાબો મૂકવું હાશું. તેને આ ઉં હમજાવા.'

"તમે હમજાવજો હું ને તે હમજજે હું. તે કદાચ હમજે તોયે મારે એ ઘરમાં ની જોઈએ. એ ઓથ તો હું ની; ને હું તો એ ની."

રામુ કંટાળ્યો. 'તારે પૂાવે તેમ ફોડ' કહી તે ચાલતો થયો.

તે દિવસે રાત્રે ચુલો નહિ સળગ્યો. બધાં ભુખ્યાં સૂતાં. કીકુને બજારનું ખવડાવ્યું.

રામચંદ્ર આખી રાત ન ઉંઘ્યો. પોતાની પત્નીનો અપરાધ તેને વસ્યો હતો. તેણે 'કાગનો વાઘ' બનાવ્યો છે એ પણ તે જાણતો હતો. તેનો આ સ્વભાવ દૂર કરવાનો ઉપાય તેણે સારી રાત શોધ્યો. 'ઝપેટી' કાઢવાનો પણ તેણે નિશ્ચય કર્યો. 'મારી-મારીને અરડાવો કાઢું' એમ થયું. તેના પરિણામનો વિચાર તેનાં રૂઆં ખડાં કરતો. તેને એમ પણ થયું કે મારતાં મરી જાય, કુવોતરાવ કરે, ઝેર પીએ તો તો મારી શી વલે. આબરૂના કાંકરા થાય. મારી ગૃહસ્થાઇ વગોવાય. છોકરાને કોણ વેઠે ?

પરિણામ-દર્શી માણુસ બીજી રીતે ગમે તેટલો બુધ્ધિમાન, કુશળ અને ચતુર હોય પરંતુ ઘણુંખરૂં હૃદયનો તે બીકણુ હોય છે. પરિણામ-દર્શી માણુસો બહુ જ ઓછા બહાદૂર હોય છે. કદાચ હોય તો તે આદર્શ વીર કહેવાય છે.

આખરે રામચંદ્રે નિર્ણય કરી નાખ્યો. ડોસા ગામ જાય. તેમની પણ મરજી અહીં રહેવા નહિ જેવી જ છે. વહુ પણ તેને કાઢવા મથે છે. એક જગ્યાએ બંને રહે એટલે પાછો ઝઘડો સહી. પિતાજી દૂર રહે એ જ તેથી ઠીક.

સવારે ઉઠી તેણે ડોસાને પૂછ્યું, 'કેમ શું વિચાર કર્યો?'

ડોસાએ સંસાર અનુભવ્યો હતો. આ વાક્ય પરથી ડોસો પુત્રનો ભાવ સમજી ગયો. તે બોલ્યો, 'ગામ જઈ રંધાવવાનો કાંઈ છૂટકો છે ? ભાયગમાં એ તો લખાવી લાવેલા.'

"તમને દુઃખ પડશે; બીજું તો કાંઈ નહિ. ખાવાપીવાની મહા આપદા પડશે. રામીકાકીને કે'જો કરી આપશે."

ડોસાને આ સાંભળી હસવું આવ્યું. ગંભીર મુખમુદ્રા કરી તે બોલ્યો, 'સંસારમાં અવતરેલા ત્યાંથી જ દુઃખ તો લખાવી લાવેલા. ભાયગમાં ઓઢે ત્યાં લગી ભોગવવાના. ઘુંચે એમાં હું કરવાનો અને ઉંચે હું કરૂં. રોજ ઉઠીને આ કચાકચી તો ની.'

"હું પણ એ જ કહું છું. મારો તો દા'ડો કચેરીમાં જાય. કોઈ દા'ડો 'ઉરનું હુર' કરી પાડે તો ભારી પડે. તમારૂં કહેવું ઠીક છે."

ડોસો પુત્રની પત્ની–ભક્તિને મનમાં ધીક્કારતો ગામ જવાની તૈયારી કરવા લાગ્યો.

(૩)

રવિવાર હતો. રામચંદ્ર ઓસરીમાં બેસી પોતાના મિત્ર કુંવરરાય સાથે વાત કરતો હતો. રામચંદ્ર આમ બોલ્યો,

"આટલી વાત."

"તેમાં આ પરિણામ ! ડોસાને ગામ વળાવ્યો ?"

"હા."

"તેં તેને જવા દીધા ?"

"જવા ન દઉં તો કરૂં શું ?"

"ભલે તને ખોટું લાગે. મારાથી તો કહ્યા વિના નથી રહેવાતું. બૈરીનો આટલો બધો જ બંધાયલો."

"તું જે કેય તે. પાનું પડયું તેને કેમ કરીએ."

"મને તો એવી સુશીલ પત્ની મળી છે કે ઈશ્વરનો પાડ. હું તેને ઠઈ લાખું તો પણ તે શ્વાસ ની કાઢે."

રામચંદ્રને કુંવરરાયની અદેખાઈ આવી. સ્ત્રીઓ બધી જ એવી એમ રામચંદ્ર માનતો. કુંવરાયને એની વાત સાંભળી અજાયબી ઉત્પન્ન થતી. બંને એકમેકની વાતને અતિશયોકિત માનતા. હરેક માણુસ પોતાના અનુભવના ત્રાજવામાં બીજાને તોળે છે.

કુંવરરાયઃ 'મારી બૈરી જો એમ કરે તો એક જ હા'ડામાં હું સીધી કરી લાખું.'

રામચંદ્રઃ "કરી આપની ત્યારે?"

"તારાથી એ થાય?"

"રસ્તો બતાવ. ઠોકું?"

"મારવાથી હવે શું વળે. ઉલટુ વંઠે."

"તો?"

"બોલવાચાલવાનું બંધ કર."

"ગાંડો થયો કે શું! એક ઘરમાં રહેવું ને બોલવું નહિ એ કોના ઘરની વાત."

"પીઅર વળાવ. જ્યાં સુધી કર્યાંનો પસ્તાવો ન થાય ત્યાં સુધી બોલાવ નહિ"

"તારૂં તો કાતરીઉં જ ગેપ લાગે છે. તેનાથી ની અવાતું ઓય જે. સાથે એમ પણ કે'ની કે આવે તો ઘરમાં ની ઘાલવી."

"કેમ કરી આવે ?"

"નવી જ પરણી આવેલી છે હું જે. અને વહા કરેલી જાણે તો પહેલી જ આવીને ઉભી રહે."

"કાઢી મૂર. ફરી પરણ."

"એમ થાય !"

"આટઆટલા ઉપાય બતાવ્યા. તારા ધ્યાનમાં તો એકે નથી આવતો."

રામચંદ્ર ક્રોધે ભરાયો. તે બોલ્યો, 'ઉપાય કયા બતાવ્યા ? મને હસે છે. મારી મશ્કરી કરે છે. સારૂ, હસી લે; તારો યે વખત છે.'

"ગાંડોબાંડો થયો છે કે શું ? મને બીજો કોઇ ન મળ્યો કે તને જ હસું. ભલે, એ બધા ન પરવડે તો બીજો ઉપાય બતાવું. શેકસપીઅરનો 'ટેમિંગ ઓફ્ ધી શ્રૂ' નામક નાટક તો ભણ્યો છે ને ?"

"ભણ્યા; તેથી શું ? એ તો 'પોથીમાંનાં રીંગણાં.' માથે આવી પડે ત્યારે ખબર પડે. શેકસીપઅરનું પાનું કોઇ શ્રૂ સાથે પડ્યું હોત તો ખબર પડતે. લખવામાં તો હું વીસ વાત લખી કાઢું. તેમાં કાંઇ લેવા જવાનું છે ?"

"એ મશ્કરી નથી. જરા અજમાવી જોને ? સીધી વાત ન કરવી. મ્હોડું ચઢેલું રાખવું. ખાવાનું ખરાબ થયુ કે ઉઠાડી જ લાખવું."

"તારી બડાઇ રે'વા દે. ઉલ્લૂ બનાવે છે ! આખો દા'ડો કચેરીમાં વેતરૂ કરૂં. ઘેર આવી આ નાટક ભજવું. પછી કાંઈ જીવવા દેવો છે કે નહિ ? નુકશાન પણ વેઠવું

પડે. બગાડ થાય તે જૂદો. આ મોંઘવારીના વખતમાં ઉપાય પણ ઠીક બતાવવા માંડયા છે. ઘરમાં પછી તો 'હાંલ્લાં જ ગગડે' તો."

"તારાથી કાંઇ જ વળવાનું નથી. રાં–મો નચાવ્યો નાચવાનો છે."

"એમાં જ મઝા છે. એક ચૂપ, હજાર બલા ટાળે. બે વખત ખાવાનું મળે છે. લડાઇ થાય તો ચુલો ન ચેતે. હાથે બનાવવું પડે. બજારનું ખાવું પડે. આ બધામાંથી તો બચીએ!"

"એ રોગ તારે માટે અસાધ્ય છે."

"અસાધ્ય ન હોય તોયે મને હજી સુધી અચૂક ઔષધ મળ્યું નથી."

"સારૂં, આવતે રવિવારે હું તને તારા ડોસાના એક મિત્ર પાસે લઈ જઇશ. તે બહુ અનુભવી છે. તેણે પીસ્તાળીશ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ ચલાવ્યો. તેણે હમણાં સન્યાસ લીધો છે. તે વિદ્વાન પણ છે. મનુષ્ય સ્વભાવનો સારો જ્ઞાતા છે. આ અભિપ્રાય મારો નથી. તેને જે જે મળ્યા છે તેમનો એ અભિપ્રાય છે"

"તું કહે છે તો જઈશું. મને તો આશા નથી."

"મારા કહેવાથી આવજે."

(૪)

રવિવાર આવ્યો. કુંવરરાય રામચંદ્રને લઇ સન્યાસી પાસે પહોંચ્યો. તે શહેર બહાર નદી કિનારે એક ઝુંપડીમાં રહેતો હતો. તેની અવસ્થા લગભગ સાઠ વર્ષની

હતી. મુખ પર વિદ્વત્તા, અનુભવ અને તપશ્ચર્યાના તેજની ઝલક હતી. કુંવરરાયને જોઇ તે બોલ્યો, 'બેટા, ઠીક છે ને ? કાંઇ ઘણે દિવસે આવ્યો ?'

કુંવરરાયે હાથ જોડી કહ્યું, 'હા, ગમે તેવા અમે ગૃહસ્થી ને !' તે પછી કુંવરરાયે સાધુ આગળ થોડાંક ફળ મૂકયાં.

રામચંદ્ર તરફ જોઈ તે બોલ્યો, 'આ કોણ ?'

"એ મારા મિત્ર છે. રામચંદ્ર એમનું નામ છે. મારી કચેરીમાં જ નોકરી કરે છે." સન્યાસી પ્રસન્ન થયો· તે બોલ્યો, 'બહુ સારૂં. ઠીક તો છોને ?'

રામચંદ્રે હાથ જોડી કહ્યું, 'તમારી કૃપા.'

"મહારાજ, એક રોગની એ દવા પુછવા આવ્યો છે."

"રોગની દવા ! હું દવા કયાંથી જાણું. એ તો વૈદોનું કામ."

"રોગ શરીરનો નથી પણ મનનો છે."

"સારૂં, હું સમજ્યો. કેવો માનસિક રોગ છે ?"

કુંવરરાયે રામચંદ્રને કહેવા કહ્યું.

રામચંદ્ર વિમાસણમાં પડયો. તે બોલ્યો, 'તુંજ કહે.'

"હું કહું ? મહારાજ, એ પોતાની સ્રીથી કંટાળ્યો છે."

"કેમ ?"

"તે બહુ લઠાક છે. જીભની છૂટી છે. એ તેની આગળ 'કુચ બિસાત'માં નથી. કેટલીએ એને સુણાવે છે."

સન્યાસીએ ગંભીરતાથી કહ્યું, 'આ રોગ કાંઇ નવો નથી. એ રોગના ભોગ ઘણાએ થયા છે."

"હા, એનું કાંઇ અમૂક ઔષધ બતાવોને ?"

"ઔષધ અચૂક ન નીવડે તોયે ગુણકારી તો થશે જ. પૂરો લાભ ન થાય તો સ્હેજે થશે. ઔષધ બતાવતાં પહેલાં કેટલીક વાતો મારે સ્પષ્ટ જાણવી છે. એની પત્નીમાં આઃ એક જ હોષ છે ?"

રામચંદ્રનું ધ્યાન અત્યાર સુધી વાતમાં ન હતું. સન્યાસીની વાત ઉપરથી તેને લાગ્યું કે કાંઇ પણ લાભ થશે. તે તેથી બોલ્યો, 'હા, એટલો જ. ઘરકામમાં પાવરધી છે. પૂરો ગૃહસ્થ છે.'

"ભણેલી છે ?"

"થોડું ઘણું."

"કાંઇ છોકરાં ?"

"એક છોકરો છે."

"ઉમ્મર કેટલી ?"

"પચ્ચીસછવ્વીસ."

"આ રોગ પહેલેથી જ છે ?"

"બોલવાની તો પહેલેથી જ ટેવ છે. હું એ ઉપર ધ્યાન જ ન આપતો. એનું તેથી જ ચઢી વાગ્યું." સંન્યાસીના મ્હોંપર હાસ્યની રેખા જણાઇ. તેણે ગંભીરતાથી ફરી પૂછ્યું, 'તેનામાં વાંધો શું છે ?'

"તેને પોતાની ઇચ્છાનુસાર બધું કરવું જોઇએ. તેમ ન થાય તો બબડે, બકે, રડે, અને ખાય નહિ. કોઇકોઇ વેળા તો આપઘાત કરવાની ધમકી આપે. તેની જીભ ચાલી એટલે મોટાંનાનાંનો તેને વિચાર આવે જ નહિ."

"શોગ તો ભારે છે. તમે જ એ વધાર્યો. શોગ વધારવો સ્હેલો એટલો જ દૂર કરવો પણ અઘરો."

"મેં પણ એમ જ કહ્યું. વાંક બધો જ એનો છે. મેં ઘણા ઉપાય બતાવ્યા. એક પણ એને ઠીક ન લાગ્યો. સાહસ કર્યા વિના કાંઇ બને ?"

"ક્યા ઉપાય બતાવ્યા ? મને તો જણાવો."

"એતો ફાવે તેમ બકતો હતો. કહે કે કાઢી મૂક; બીજી લાવ; 'ટેમિંગ ઓફ્ ધી શ્રૂ'નું નાટક ભજવ. આ એની વાત."

સંન્યાસી આ સાંભળી હસ્યો. તે બોલ્યો, 'ટેમિંગ ઓફ્ ધી શ્રૂ'ની વાત ઠીક છે. એ યુક્તિ કાંઇ નઠારી નથી. અહીં તે નહિ અજમાવાય. આતો ટેવાઇ ગઇ છે. પતિનો સ્વભાવ એ જાણે છે અને એનો સ્વભાવ પતિ જાણે છે. આ સ્થિતિમાં એકાએક સ્વભાવ-પરિવર્તન થાય તો ખબર પડી જાય તે જાણે તો સુધારવો કઠણ પડે, કારણ ઘાતનો જવાબ પ્રતિઘાતથી જ વાળે."

સન્યાસીએ ત્યાર પછી રામચંદ્રને કહ્યું, 'એક ઉપાય છે. મારે પહેલાં જાણવું જોઇએ કે તમે તે અજમાવવા તૈયાર છો કે નહિ."

"મારા હાથની વાત હશે તો હું જરૂર કરીશ."

"તમારા જ હાથની વાત છે. તમારી પત્નીનો સ્વભાવ તમે બગાડયો છે. તેનું તમારે પ્રાયશ્ચિત કરવું પડશે. હાલના જમાનામાં યુવક અને યુવતીઓ વિવાહ થયા પછી જુવાનીનો આનંદ લુંટવામાં એટલાં બધાં મશગૂલ થઇ જાય છે કે એકમેકના ગુણદોષ પારખી શકતાં નથી. જ્યારે થાકે છે

ત્યારે જ તેમની આંખો ઉઘડે છે. વિવાહ પછીના ત્રણચાર વર્ષોમાં જે જેના પર પ્રભાવ પાડે છે, તે સદા ટકે છે. આ ત્રણચાર વર્ષો દરમ્યાન જે પ્રબળ થાય તે બીજા પર પોતાનું જોર પણ અજમાવ્યા કરે છે. પતિ પોતાની પત્નીના સ્વભાવમાં તે વેળા જ પરિવર્તન કરી શકે છે. તે ત્યાર પછી કઠિણ અને અસંભવ છે. એ વાત કોઈના લક્ષમાં નથી હોતી. પરિણામ એ આવે છે કે પતિ પત્નીને ગુલામડી સ્હમજે છે કે પત્ની પતિને ગુલામ ધારે છે. પતિપત્નીને એક બીજા પ્રતિ આદરભાવ અને પ્રેમ હોય એવાં ઘરો તો ગણ્યાં ગાંઠયાં જ છે."

"વિવાહ પછીનાં ત્રણચાર વર્ષ સુધી પતિપત્ની વચ્ચે કેવો વ્યવહાર હોવો જોઇએ ?"

"બે ધનાઢય મિત્રો જેવો. પત્ની ભણેલી ન હોય તો ચોપડી વાંચતાં શિખે એટલું ભણાવવી. ભણેલી હોય તો સારીસારી ચોપડીઓ તેને વાંચવા લાવી આપવી. તેના સ્વભાવનો ધ્યાન પૂર્વક અભ્યાસ કરવો. ખોડખાંપણ માલમ પડે તો દૂર કરવા પ્રયત્ન કરવો. તે સમયમાં ઝટ ફેરફાર થઇ શકે છે, કારણ ત્યારે પરસ્પર પ્રેમનો આવેશ એટલો તીવ્ર હોય છે કે એકમેકની વાત માનવી પડે છે. પત્ની બુદ્ધિમાન્ હોય તો તે પતિના દોષો પણ દૂર કરી શકે છે. માતપિતાનો પણ ધર્મ છે કે પતિપત્નીને એ બાબતમાં મદદ કરે."

"એ તો જૂની વાત. હવે શું કરવું ?"

"સાંભળો ત્યારે. હું કહી ચૂકયો છું કે એને એના પાપનું પ્રાયશ્ચિત કરવું પડશે ધૈર્ય અને દૃઢતાની એને જરૂર પડશે. એ બે વિના સફળતા અપ્રાપ્ય છે."

કુંવરશાયે રામચંદ્રને પૂછયું : 'કેમ, સાંભળ્યું. બે-ચાર દિવસમા ઠીક-ઠાક થઈ જાય એમ ન ધારીશ.'

"બે-ચાર દિવસ તો શું પણ બે ચાર મહિના યે લાગે. કદાચ તેથી પણ વધારે વખત જાય."

રામચંદ્ર વિચાર કરી બોલ્યો : 'મને કહો; હું તૈયાર છું. પાપનું પ્રાયશ્ચિત તમે કહેશો તેમ કરીશ.'

"તમારી પત્ની સાથે તમારે પ્રસન્નવદને વાત આજથી ન કરવી. તમારે એમ તેને જણાવવું કે તમને તેના પ્રત્યે તિરસ્કાર છે."

"એ કયાં સુધી કરવું ?"

"જયાં સુધી સુધરે નહિ ત્યાં સુધી. મેં પહેલેથી જ કહ્યું છે કે એ એક જાતની તપશ્ચર્યા છે."

"બહુ સારૂં પછી ?"

"તેનાથી બીલકુલ બ્હીવું નહિ. તમે જેટલા તેનાથી બ્હીશો તેટલી તે તમારા પર સવાર થશે."

"ઠીક. પછી ?"

"એ તકરાર કરે; ફાવે તેમ બોલે તો તેને ખખડાવી કાઢવી. તમારે તેને સામી ગાળ ન દેવી. તેને કહી દો કે આ ખોટું કહેવાય. આનું પરિણામ ઠીક નહિ આવે એમ પણ તેને જણાવો. તે છતાં તે ન માને તો તેનો અધિકાર છીનવી લો. તેને જેની જરૂર પડે તે તમારે હાથે જ આપો."

"સારૂં. પછી ?"

"એનો સ્વભાવ છૂપો ન રાખો. તમારી સ્ત્રીનાં જેટલાં ઓળખીતાં હોય તેને એના સ્વભાવથી વાકેફ કરો. તેમને એમપણ કહો કે એના સ્વભાવથી કાયર ને શેડ થયો છું."

'તેથી શું થશે ?"

"એ લોકો પણ તેનો સ્વભાવ વખોડશે. સ્ત્રીઓમાં એ વાત બહુ સારી રીતે ચર્ચાય છે. તેઓ તો મોડે જ પધરાવે છે."

"ઠીક, હજી વિશેષ કાંઈ ?'

"તમારી સ્ત્રી પાસે કોઈ એના જેવા સ્વભાવવાળી સ્ત્રી આવતી હોય તો તેને આવતી બંધ કરો. ખરાબ સોબતને લીધે પણ તેઓ બગડે છે."

"આ ઉપાયોથી કંઈ લાભ ન થયો તો ?"

"નિરાશાવાદી અત્યારથી જ કાં થાવ છો ? કરો તો ખરા. લાભ ન થાય તો પછી રોગ અસાધ્ય છે. પતિની ઉદાસીનતા પત્ની માટે ભારીમાં ભારી શિક્ષા છે. બે ચાર દિવસ નહિ બોલો તેમાં કાંઈ ન વળે.'

"ઠીક. હું સમજ્યો."

"મારો આશિર્વાદ છે કે સૌ સારાં વાનાં થશે."

રામચંદ્રના હૃદયમાં નવાં બળનો સંચાર થયો. આજ સુધી જે વાત એને અસંભવ લાગતી હતી તે એને હવે સંભવ લાગવા માંડી. મનમાં તેણે એવી દ્રઢ ગાંઠ વાળી કે આ કામમાં સફળતા મળશે ત્યારે જ તેને છેડીશ.

(૫)

આ વાતને છ માસ વીત્યા. રામચંદ્ર અને કુંવરરાય સન્યાસીની ઝુંપડીમાં બેઠા હતા.

"તમારી સલાહે મારૂં કામ પૂરૂં થયું !"

"તમે તો નિરાશ થઈ ગયા હતા."

"હા, નિરાશ તો થયો જ હતો. પરંતુ હું આવીને જે યુક્તિ કહી ગયો હતો તેથી જ મારૂં કામ પત્યું."

"કઈ યુક્તિ ?"

"એના સ્વભાવનો પરિચય એની બેનપણીઓને કરાવ્યો. તેમણે એને ખુબ ઝાટકી કાઢી. તેમની આવજાવ પણ બંધ થઈ ગઈ."

"ઠીક થઈ ગયું."

"ઘરનો અધિકાર મેં લઈ લીધો. અફીણ ખાવાની ધમકી આપી. હું ન બોલ્યો."

"બહુ સારૂં કર્યું."

"પાંચ મહિનામા તો એને જીવનભારરૂપ લાગવા માંડયું."

"હવે કેમ છે ?"

"હવે ઠીક છે. સસરાને પણ પોતે બોલાવી તેની માફી માગી."

"સુનાથી પણ પીળું."

"તમારા કૃપાના એ પ્રતાપ મારૂં ઘર અત્યાર સુધી નર્ક-તુલ્ય હતું. હવે હું સ્વર્ગનું સુખ અનુભવું છુ."

"એ તપશ્ચર્યાનું ફળ. તપશ્ચર્યાથી બધુંએ થઈ શકે છે. એ 'અમોઘ આપધ' છે."



# પડઘો.

એકાદ કન્યાશાળામાં ઇનામનો મેળાવડો હતો. હું યે તેમાં એક સભાજન હતો. સમારંભને અંતે એક શિક્ષક કુમારીકાઓને સંબોધવા ઉઠયા. એમના પ્રવચનના કલેવરનું હું માત્ર હાર્દ અહીં આપીશ.

ચાર વેદ સમોવડા ચાર સસ્સા યે અદ્વિતીય છે. હું એનું મહત્વ સમજાવવા અહીં ઉભો છું. સાવરણી લઈ ઘર અને ચોક સાફ રાખજો. સાબુ ઘસી કપડાં બગલાની પાંખ જેવાં કરજો. સળીએ ચુલો ચેતાવી રસોઈ કરતાં શિખજો. સોય લઇ ક્યાંય કપડું ફાટેલું જુઓ તો સીવી લેજો.

અનાવિલ કુમારિકાઓ યે આ સદ્બોધો સંઘરે. અનેક બાબતોમાં મને ઉંડા ઉતરવાની કુટેવ છે. મારા અંતરમાં આ સત્યોએ અવનવો પ્રકાશ પાડયો છે. મને લાધ્યું તે સૌ પામે એ આ પડઘાનો હેતુ છે.

**સદાચારની સાવરણીએ સો દુર્ગુણો વાળી નાખજો. શુભચિંતનના સાબુ વડે મન કે હૃદયનો મેલ દૂર કરજો. સેવાની સળીએ સંસારયજ્ઞ સદા બળતો રાખજો. સ્વાર્પણની સોય વડે આત્મા અને આત્માને સીવી દેજો.**

